વર્ષ ૩ અંક ૧૦ મહા સુદ ૧૧, ૨૦૬૬

# શ્રીગોકુલેશ પાઠશાળા

## શ્રીજયા એકાદશી વ્રત



**અનુક્રમણિકા**



**રાગ વસંત : -**

**વસંત રમિયેરે, શ્રીગોકુલમેં જાઈ;**

**માઘ સુકલ પક્ષ પંચમી શુભ દિન ખેલે શ્રીગોકુલરાઈ ।। ૧ ।।**

**આંબો મોર્યો રીતુ બસંત આયૌ ફાગુ સાજ સબ લાઈ;**

**ગોકુલપતિ મોહન સું ખેલે, રસિક ભક્ત મન ભાઇ ।। ૨ ।।**

સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

શ્રીગોકુલેશ પાઠશાળા આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજને વસંતની અનેકાનેક વધાઈ પાઠવે છે. વસંત પંચમી બહુ પ્રાચીન સમયથી ચાલતો આવતો ઉત્સવ છે. જેમ આજના આધુનિક સમયમાં સુંદરતાની સ્પર્ધાઓ થાય છે, તેમ પ્રાચીન સમયમાં કુમારિકાઓ આપસમાં સુંદરતાની પ્રતિસ્પર્ધાઓ કરતી. અને જે કન્યા સૌથી સુંદર હોય તે પોતે અશોકને પગ લગાવતી. તે વસંત પૂજા કહેવાતી.

આપણા માર્ગમાં વસન્તનું પૂજન શ્રીઠાકોરજી-શ્રીસ્વામિનીજી કરે છે. આ વસંતથી ખેલ શરૂ થાય છે, જે ચાલીસ દિવસ ડોલોત્સવ સુધી ચાલે છે. વસંતના દિવસો અનન્ત સુખ પ્રદાન કરે છે. પ્રભુની સાથે સખ્યભાવ પ્રકટ કરે છે. આપણે પણ આ વસંતના દિવસોને આપણા માર્ગાનુસાર મૂળ પ્રણાલિનુસાર સૌ ઉજવે, એવી અભ્યર્થના. સાથેજ સ્મરણ હશે તો વાર્તા પ્રસંગોમાં આવે છે કે જ્યારે શ્રીગુસાંઈજી ગુજરાત પધાર્યા હતા, તે સમયે ખેલના દિવસો હતા. અને શ્રીનાથજી બાવાશ્રી શ્રીગુસાંઈજીના ઘરે પધારીને શ્રીગુંસાઈજીના પરિવારજનો પાસેથી સેવા સ્વીકાર કરી. આપણે પણ આ વસંતને અનન્ય રીતે મનાવીએ.

શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણ અનેક પ્રસંગોએ અનેક વિષયો પર વચનામૃત કરતાં. આપશ્રી એક સમય એક પ્રસંગ કહ્યોં. એક દિવસ વળી એક રાજાની વાત કહી, જે બ્રાહ્મણે રાણી તરવારે મારી. તવારે રાણીને રાજાએ કહ્યું કે ચિત્ત બુરો મા કરીશ. કાલ નીકી થાશે. પણ બ્રાહ્મણ ઉપર કસો દોષમાં આણીશ..જે બ્રાહ્મણ પૂજ્ય હૈ.

બ્રાહ્મણ અંગે શ્રીગોકુલેશ પ્રભુચરણ આ પ્રકારે આજ્ઞા કરે છે : એક દિવસ કહ્યું કે સેહેસા પ્રયોજન વિના ગાયકું, બ્રાહ્મણકું પ્રભુકુ છોહીયે નાહીં.

ગાયનું વર્ણન શાસ્ત્રમાં નીચે મુજબ છે. પીઠમાં બ્રહ્મા, ગળામાં વિષ્ણુ, મુખમાં ચન્દ્ર, મધ્યમાં દેવો, બધાં રૂંવાડામાં મહર્ષિઓ, પૂછમાં નાગો, પગની ખરીમાં આઠ કુલ પર્વતો, ગૌમૂત્રમાં ગંગાદિ તીર્થો, નેત્રમાં ચન્દ્ર અને સૂર્ય એમ દેવોનો વાસ છે. (દેવોનો જેમાં વાસ છે) તેવી ગાય વર આપનાર છે (વ્યાસ-તીર્થાંક) તેથી ગાય, બ્રાહ્મણ, અને પ્રભુના સ્વરૂપને પ્રયોજન વિના ન અડકવું.

**વિપ્રાણાં ચરણૌ તીર્થં ગવાં પૃષ્ઠં તયા મતમ્ ।।**

**એતે યત્ર હિ તિષ્ઠન્તિ તચ્ચ તીર્થમુદાહૃતમ્ ।।**

બ્રાહ્મણના બે ચરણ તીર્થ છે, અને ગાયની પીઠ તીર્થ મનાય છે. જ્યાં તેઓ રહે છે તે પણ તીર્થ છે. તીર્થ શબ્દનો અર્થ **તીર્યતે અનેન ઇતિ તીર્થમ્** જેની દ્વારા તરી જવાય એ તીર્થ. તેથી દેવ, શાસ્ત્ર, ગુરુ વગેરે તીર્થ છે. શ્રીગોકુલેશ પ્રભુ ભોજન કરી સેજ્યાંએ બિરાજ્યાં ત્યારે એક શ્લોક કહિને આજ્ઞા કરી કે શ્રીજી જાકું રઉરવ નર્ક વિષે પરિકરિ સહિત ડાર્યો ચાહે તાકૂં ગાય, બ્રાહ્મણ અરુ દેવતાલય તીન વાતમેં એક પ્રકારકો અધિકાર દેવે.

**બ્રાહ્મણા જંગમ તીર્થં નિર્મલં સાર્વકામિકમ્ ।।**

**યેષાં વાક્યોદકેનૈવ શુદ્ધ્યન્તિ મલિના જનાઃ ।।** (અગસ્ત્ય)

બ્રાહ્મણ નિર્મળ અને સર્વ ફલપ્રદ જંગમ તીર્થ છે. (ચાલતાં ફરતાં તીર્થ કામનાઓ પૂરણ કરનાર છે) જેના વાક્યરૂપી પાણીથી મલિન જનો શુદ્ધ બને છે. **ગાવો વિશ્વસ્ય માતરઃ** (વેદ) વિશ્વની માતા ગાય છે.

પ્રશ્ન :- પુષ્ટિમાર્ગીઓએ પુષ્ટિમાર્ગેત્તર (અન્યમાર્ગીયો)ના વિદ્વાનોના પ્રવચનથી લાભાન્વિત થવું કે નહિં ?

ઉત્તર :- મનુષ્યના જીવનમાં સદસદ્‌વિવેકનું ઘણું જ મહત્વ છે. સદસદ્‌વિવેક વગર મનુષ્યના સમાજ અને જાનવરોના ટોળામાં ભેદ કરી શકાતો નથી. નાસ્તિકો સદસદ્‌વિવેક પોતાની મતિ મુજબ કરવાનો આગ્રહ સેવે છે. જયારે આસ્તિકો શ્રદ્ધા–ભક્તિપૂર્વક શાસ્ત્રો અને સ્વાચાર્યની આજ્ઞાને અનુસરવામાં જ સાચો સદસદ્‌વિવેક માને છે. ભગવાન પણ ગીતાજીમાં કહે છે કે :-

**''તસ્માચ્છાસ્ત્રં પ્રમાણં તે કાર્યાકાર્યવ્યવસ્થિતીં, જ્ઞાત્વા શાસ્ત્રવિધાનોક્તતં કર્મ કર્મમિવૃધૃસિ.''**

અર્થ : શું કરવું કે શું ન કરવું તે જાથવાનો ઉપાય કેવળ શાસ્ત્ર જ છે તેથી સરખી રીતે શાસ્ત્રીય વિધિ–વિધાન સમજીને જ તે મુજબ પોતાનું કર્તવ્ય નિર્ધારિત કરવું.'' આપણા જીવનમાં વ્યવહારની ત્રણ શ્રેણીઓ દેખાય છે : (૧) ઉત્તમ, (૨) મધ્યમ, (૩) અધમ.

(૧) સાચા કે સદ્‌લક્ષ્યને મેળવવા માટે સન્માર્ગ ઉપર ચાલવું તે ઉત્તમ શ્રેણીનો જીવન–વ્યવહાર ગણી શકાય.

(૨) મધ્યમ શ્રેણીના જીવન વ્યવહારમાં બે ભેદ હોય છે. (ક) સદ્‌લક્ષ્યને મેળવવા માટ અસન્માર્ગનો પણ આશ્રય લેવો, અથવા (ખ) સન્માર્ગનો ઉપયોગ અસદ્‌લક્ષ્યને મેળવવા માટે કરવો. આમ એવા બે પ્રકારો મધ્યમ શ્રેણીમાં જોવામાં આવે છે.

(૩) અધમ શ્રેણીનો જીવનવ્યવહાર અસદ્‌લક્ષ્ય સુધી પહોંચવા માટે અસન્માર્ગના અવલંબનમાં રહેલો છે.

મધ્યમ શ્રેણીના વ્યવહારમાં મોટા ભાગના માણસો પોતાની સહજ દુર્બલતાને લીધે કયારેક અસદ્‌લક્ષ્ય અને કયારેક અસન્માર્ગને સ્વીકારતા જોવામાં આવે છે. આમાં નવું કંઈ પણ નથી – મનુષ્યનો સ્વભાવ જ આમાં હેતુ બની રહે છે. ભગવાને રાજસ ગુણની શ્રેણીવાળા આવા માણસોને મધ્યે ''તિર્ષ્ઠતિ રાજસઃ'' તરીકે ગીતામાં બિરદાવ્યા છે. ગીતાજીમાં ભગવાન કહે છે કે ''લોભઃ પ્રવૃત્તિરારંભઃ કર્મણિ મશમઃ સ્પૃહા રજસ્યેતાનિ જાયન્તે વિવૃધ્ધે ભરતવર્ષભઃ'' અર્થ : ''કેવલ યશલોભથી કે ધનલોભથી જ બધા કાર્યોનો પ્રારંભ કરનારાઓની તેવી સ્પૃહા કે કામના કદિ પણ સંતુષ્ટ થતી જ નથી. હે અર્જુન ! રજોગુણ વધતાં આવા લક્ષણો પ્રકટ થાય જ છે.''

માણસોમાં રહેલો આ લોભ જ તેને અસદ્‌લક્ષ્ય અથવા અસન્માર્ગ વરણ કરવામાં હેતુ બની જાય છે. અસન્માર્ગ વડે સાચા લક્ષ્યને મેળવવાના રજોગુણ વૃત્તિ આત્મકલ્યાણ માટે કયારેક અથવા કદાચ સહાયક થાય ખરી. છતાં ય જનકલ્યાણ કરવા માટે અસન્માર્ગ ઉપર ચાલવાથી જનતામાં અયુકત કે ખોટા ઉદાહરણો સ્થાપિત થાય તેથી પુષ્ટિમાર્ગેતર વિદ્વાનોના ધાર્મિક પ્રવચન કે કથાથી પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોએ લાભાન્વિત થવું કે નહીં તે ગંભીર વિચાર માંગી લે છે.

જો પે વલ્લભચરણ ગહે ! તો મન કરત વૃથા કયોં ચિંતા હરિ હિય આય રહે.
જન્મ જન્મ કે કોટિક પાતક છિનહી માંઝ દહે, સાધન કર સાધો જિન કોઉ સબ સુધ સુગમ લહે.
કોટિ કોટિ અપરાધ ક્ષમા કર સદા નેહ નિબહે, અબ સંદેહ કરો જિન કોઉ કરુણાસિંધુ લહે.
અબલો બિન સેવે શ્રીવલ્લભ ભવદુઃખ બહોત સહે, રસિક મહાનિધિ પાય ઔર ફલ મન વચ ક્રમ ન ચહે.

: અમૃતનું આંચમન પુસ્તકમાંથી સાભાર :

ભાવત્ક :- દાસ ગોપાલ (જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા)







॥ શ્રીગોકુલેશો જયતિ ॥

## ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૬ મહા સુદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૬ મહા વદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

જાન્યુઆરી ૨૬ ૨૦૦૯ થી ફરવરી ૮ ૨૦૦૯

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧-મહા સુદ | મંગળ | જાન્યુઆરી-૨૬ | **શ્રીજયા એકાદશી વ્રત।** |
| ૧૨ | બુધ | ૨૭ | |
| ૧૩ | ગુરુ | ૨૮ | |
| ૧૪ | શુક્ર | ૨૯ | |
| ૧૫ | શનિ | ૩૦ | હોલિકા ધ્વજ વંદન। દંડારોપણ પ્રાત: ૧૧.૪૭ સુધી। આજથી ધમારનો પ્રારંભ। માઘ સ્નાન સમાપ્તિ। |
| ૧-૨,મહા વદ | રવિ | ૩૧ | |
| ૩ | સોમ | ફરવરી-૧ | |
| ૪ | મંગળ | ૨ | |
| ૫ | બુધ | ૩ | |
| ૬ | ગુરુ | ૪ | |
| ૭ | શુક્ર | ૫ | શ્રીનાથજીનો પાટોત્સવ (શ્રીગુંસાઇજીના ઘરે બિરાજ્યાં) |
| ૮ | શની | ૬ | |
| ૯ | રવિ | ૭ | |
| ૧૦ | સોમ | ૮ | |

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં.*

**સ્વભાવથી જ ભગવાન પોતાના સેવકોનો સંસાર મટાડે છે. (ભગવાન)ના શરણ આવેલાં જીવો સેવક બરાબર હોય છે. એટલે કે ભગવાન પોતાના શરણાગત જીવોનો પણ સંસાર મટાડે છે.**

(શ્રીસુબોધિનીજી ૩-૨૫-૧૧)





*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

## ગુરુ શિક્ષા - ૨૮

# પુષ્ટિમાર્ગ- ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

***અત્રે જે લેખમાળામાં આપણે શ્રીગુરુદેવના વચનામૃતની અમૃતધારાનું પાન કરી રહ્યાં છીએ તે આપશ્રી દ્વારા કરેલ સેશન્સ ફોર યુ.એસ.એનાં ધ્વની મુદ્રણ પરથી લેખન કરેલ છે, જે જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરાના સર્વે સેવક-વૈષ્ણવોએ કરેલ છે. આપણે આ અલભ્ય વચનામૃતનું રસપાન કરીએ.***

ગતાંકથી આગળ .....

ધર્મમાં જ્યારે આપણે યમુનાષ્ટકનો પાઠ કરી રહ્યાં છીએ ત્યારે તે યમુનાષ્ટકનો જે લાભ છે તે યમુનાષ્ટકનો લાભ આપણા આત્માને મળી રહ્યો છે. ત્યારે અને જ્યારે કૃષ્ણાશ્રય કરી રહ્યાં છીએ ત્યારે તેનો લાભ આપણા આત્માને મળી રહ્યો છે. અને જે લાભ ઓલરેડી મળી રહ્યો છે તો તેના તમે તરતજ એના બેનીફીશ્યરી થઇ રહ્યાં છો. એટલે તમો પોતાની જાતને સમજાવો, તમારા બાળકોને સમજાવો, અને જે ધાર્મિક સમજ છે તેને સમજાવો કે પાઠ કરવાથી બીજી કંઇ અપેક્ષા તમે રાખો છો, બીજો શું લાભ તમને જોઇએ ? એટલે પોતે ભૂલી જાઓ કે તેના લાભ બીજા કોઇ બેનીફીટ હોય.

ઓલરેડી તમો બેનીફીટ મેળવી લીધા છે. નમામિ....બોલવાથી તમારી આત્મા બેનીફીશ્યરી થઇ ગઇ. તમો કોઇને પૂછો કે મેકઅપ કર્યા પછી તમે શું મેળવ્યું ? માનો તમે મોર્નિંગ વૉકમાં ગયા તે ઇટસેલ્ફ તમારું બેનીફીટ છે. તમારે ૪ કિ.મી. ચાલ્યા અને તમારું ફીગર ૧૪૦થી ૧૬૦ હોય તો ૩૦ ટકા ઘટાડો થશે જ. અને ઘરે આવીને ડાયજેષઆટ મપાવો અને તેને ગ્લુકોમીટર ઉપર ચેક કરશો તો ૧૩૦ આવશે. એટલે કે તાત્કાલિક તે તમો જ્યાં હરવા-ફરવાં ગયા છે. તમારા ટ્રેક ઉપર લઇ રહ્યાં છે. તે એટલો બેનીફીટ તમારી બોડી મેળવી રહી છે. અને ન હોય તો આનો વિચાર આજના ફીઝીશ્યનને પૂછી લો કે લેબોરેટરીમાં જઇ ચેક કરાવી લ્યો.

મારી વાત સાચી છે. તેવી જ રીતે આપણી ચેતનાનું એક બુંદ બુંદ કરીને પણ તે વિકાસ આ શ્રીયમુનાષ્ટકનું ઉચ્ચારણ કરી આપે છે. સર્વોત્તમનું ઉચ્ચારણ કરી આપે છે. કૃષ્ણાશ્રયનું ઉચ્ચારણ કરી આપે છે. તેથી આ બધી ચેષ્ટાઓ વ્યર્થ થતી નથી. અને ત્યાં ઇટ ઇસ નોટ બાય હોપ, આપણે પોપટની જેમ પણ બોલતા જઇએ, તોતા રટણ કરી દઇએ તો તે તોતા રટણ નથી. અસલમાં એટલે આ ચેષ્ટાઓ આ અર્થમાં અંકિત કરી રહ્યાં છીએ. તેથી માત્ર મેં તમને યમુનાષ્ટક કે સર્વોત્તમનું ઉદાહરણ આપ્યું, પરંતુ જ્યારે ભગવાન અર્જુનને બતાવી રહ્યાં છે કે અર્જુન આ તમામ સૃષ્ટિ જે છે તે અસલમાં સટીથી ઉત્પન્ન થયેલા છે. શ્રીભાગવતની પ્રત્યેક વસ્તુની વાત છે. ઘરમાં પણ કોઇ પોથી હોય અને આપણા શાસ્ત્રીય ગ્રંથો પણ હોય તો એની ઉપર કોઇ મેગેઝીન કે એવું કાંઇ પણ મૂકવું નહિં. બધી જ શક્તિઓ પરમાત્માની હોય છે.





અવિદ્યા પણ એવી શક્તિ છે. પણ આપણે પ્રતિક્ષણ અવિદ્યાથી દૂર રહેવાનો પ્રયત્ન કરીએ છીએ. એટલે ભાષા નિમેષ સરસ્વતી માંની જ દેન છે. જે વાક્પતિની અર્ધાંગિની છે. તસ્માત્ સાધવી સ્વભાવ....અને તેથી જ્યારે ઘટ્ટ સરસ્વતીમાં આહ્વાન કરવામાં આવ્યું-રાજા કૃષ્ણદેવની સભામાં ત્યારે સરસ્વતીએ માત્ર પંડિતોને એમણે જણાવ્યું કે મારા પતિ ઊભા છે, એટલે અત્યારે ઉપસ્થિ નહિ થઇ શકુ. આ સીમા રેખાને હું તોડી નહિ શકુ, તો જે પંડિતો કે જેને સરસ્વતીનો સાક્ષાત્કાર હતો તેનું બહુ સુંદર માર્મિક વર્ણન કર્યું છે.

એમને જે શ્રુતિ રહસ્ય શ્રીગિરિધરજીનો ગ્રંથ છે એના ઉપર શ્રીરામકૃષ્ણ ભટ્ટજીની ટીકા છે. પ્રબુદ્ધ ટીકા છે. એમાં એનું સંસ્કૃતમાં માર્મિક વર્ણન કર્યું છે. એકદમ અનોખુ દશ્ય ઊભુ કર્યું છે. કે જ્યારે ઘટ્ટ સરસ્વતીએ તેનું આહ્વાન કર્યું, ત્યારે આહ્વાન કરવાની સાથે ધ્વનિ આવી કે મારા પતિ અત્યારે ઉપસ્થિત છે, જેથી હું મારી મર્યાદા તોડી તેઓની સામે ઉપસ્થિત થઇ શકતી નથી. તેથી તમો અત્યારે આહ્વાન ન કરો. દરેક ભાષાનો આવિર્ભાવ સરસ્વતીના સ્વરૂપમાં જ કોઇ ભાષાનો આવિર્ભાવ છે....અને મ્લેચ્છ ભાષાનું સ્વરૂપ કોઇ શાસ્ત્રીય ભાષામાં ન આપી શકાય.

મારી સંસ્કૃતિ તો ઠીક પણ મારા સંસ્કાર એવા વિલક્ષણ છે કે મને મજા નથી આવતી. ભૂલેચૂકે ગ્રંથ પર કોઇ મેગેઝીનમાં મૂકી દેવામાં આવે તો મારું દિલ બળી જાય છે કે શૂં કરી રહ્યાં છે આપણે લોકો ? મ્લેચ્છ ભાષાને ક્યાં મૂકી રહ્યાં છે. સ્પષ્ટ કરી રહ્યાં છે કે નિવેદનં તો કર્તવ્યં....અર્જુન તુ એવું માનતો હોય તો કોઇ ચેષ્ટાથી રહિત થઇને તુ મારા જીવનને સંપાદિત કરી લેશે. તો એટલુ તો નિશ્ચય થઇ જશે. યાદ રાખજે કે તુ ચેષ્ટા રહિત કદીય નહિ રહી શકે. તેથી નિયંત્રમ્ તુ કર્મત્વં....જે કર્મો જ ક્રિયાઓ જે ચેષ્ટાઓ બેનીફીશ્યરી સિદ્ધ થઇ ગયેલી છે.

અને તેથી તમારા છાપાવાળાઓ તમારા મેગેઝીન-અને આજે બધા લોકો પુકારી-પુકારી કહી રહ્યાં છે કે પ્રેવેન્શન ઇસ બેટર ધેન ક્યુર..નિયતં કુરુ કુર્મત્વં...ખાલી હાથ ઉપર હાથે ચઢાવીને બેસી રહીશને તો કાંઇ સિદ્ધ નહિ થાય. આજે ઘરમાં પણ સહન કરી કરીને સહન કરશો એક સ્ટેજ સુધી, એક લિમીટ સુધી. પછી એક મર્યાદા એવી આવશે ને કહેશો બેટા કે બેટી, આ ન ચાલે. બેટા આ રીતે આપણાથી ન બેસાય..એક મર્યાદા જતાં તમારે કહેવું પડે. એટલે કહે છે કે સહીતાર્થ કર્મ અત્રત્વં...લોકો કર્મ બન્ધન, જ્યારે કર્મ કરવાની નિયતિ સિદ્ધ થઇ ગઇ જ્યારે કર્મ કરવાનું નિયતિ એટલે નિશ્ચયપણું સિદ્ધ થઇ ગયું પછી તમે કર્મ કર્યા વગર રહી નથી શક્તા. પછી કર્મ ગમે તે જાતનાં કરો.

એક વસ્તુ છે તમે ભગવદ્ જૂઠન મહાપ્રસાદ એ પરમાત્માના શ્રીચરણારવિંદનું નિરંતર ધ્યાન કરીને હોઠથી લગાડો અને શરાબનો પ્યાલો લગાડો...એટલે જે બીજા અનુચિત પદાર્થો છે તે તમે જોડે સુધી લઇ જાવ...ચેષ્ટાતો બધામાં થઇ, ચેષ્ટાથી કઇ વસ્તુને બાકાત રાખશો ?

(...ક્રમશ:)

સંકલનઃ- જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર વતી દાસ ગોપાલ, વડોદરા

**શ્રીગુરુચરણના વચનામૃત સેસન્સ ફોર યુ.એસ.એમાંથી સાભાર**





## સ્વ-માર્ગીય સમજ

## જીવને ભૂલાવામાં નાખતી અવિદ્યાનું નિરૂપણ

તે અવિદ્યા કે જેનાથી કરી જીવ પોતાના સ્વરૂપને ભૂલી સંસાર કલ્પે છે, તે ભગવાનની જ શક્તિ છે, અને તેનાં પાંચ પર્વ છે. તે વિષે શ્રીમહાપ્રભુજી તત્ત્વાર્થદીપ નિબંધમાં આજ્ઞા કરે છે કે :-

**સ્વરૂપાજ્ઞાનમેકં હિ પર્વ દેહેન્દ્રિયાસચઃ ।**

**અન્તઃકરણમેષાં હિ ચતુર્થાધ્યાસ ઉચ્યતે ।।**

**પઞ્ચપર્વા ત્વવિદ્યેયં યબ્દદ્ધો યાતિ સંસૃતિમ્ ।**

અર્થ :- અન્તઃકરણાધ્યાસ, પ્રાણાધ્યાસ, ઈન્દ્રિયાધ્યાસ, દેહાધ્યાસ, સ્વરૂપવિસ્મૃતિઃ આ પાંચ પર્વવાળી અવિદ્યા છે, કે જેથી બંધાયેલો જીવ સંસારને કલ્પે છે. આ અવિદ્યાનું (૧) પ્રતમ પર્વ અન્તઃકરણાધ્યાસ છે. કારણકે ત્રિગુણાત્મિકા માયાથી મહત્તત્વ ઉત્પન્ન થાય છે. અને મહત્તત્વથી અહંકારની ઉત્પત્તિ થાય છે. તથા તે મહત્તત્વ તથા અહંકાર એ અન્તઃકરણરૂપ હોવાથી પ્રથમ અન્તઃકરણાધ્યાસ એટલે કે અન્તઃકરણને આત્મા સમજવો એવું અયથાર્થ જ્ઞાન થાય છે. તેથી કરીને 'હું સન્દેહવાળો છું' 'હું ભ્રાન્ત છું' 'હું અજાણ્યો છું' વગેરે માન્યતા જીવની બને છે.

(૨) દ્વિતીય પર્વ પ્રાણાધ્યાસ છે. કારણકે પ્રાણ એ અન્તઃકરણનું જ રૂપાન્તર છે. તે અધ્યાસને લઈને 'હું પ્રાણવાયું છું, પ્રાણની સત્તાથી જ મારી સત્તા છે, હું ભૂખ્યો છું, તરસ્યો છું' વગેરે પ્રાણને જ આત્મા મનાય છે.

(૩) તૃતીય પર્વ ઈન્દ્રિયાધ્યાસ છે, કારણકે ઈન્દ્રિયો પ્રાણની સમીપ છે. તેથી કરીને હું કાણો છું, હું અન્ધ છું, હું બહેરો છું, હું મુંગો છું, હું દેખુ છું, હું સાંભળું છું, વગેરે ઈન્દ્રિયોને જ આત્મા સમજાય છે.

(૪) ચતુર્થ પર્વ દેહાધ્યાય છે. કારણકે ઈન્દ્રિયો પંચમહાભૂતનો સમ્બન્ધ અતિ નિકટ છે. તે અધ્યાસને લઈને 'હું સ્થૂલ છું, હું કૃશ છું, હું કાળો છું, હું ગૌર છું,'વગેરે દેહને જ આત્મા માનવા લગાય છે.

(૫) પંચમ પર્વ સ્વરૂપજ્ઞાન છે. સમૂળગું પોતાના સ્વરૂપને જ જીલી જવું એટલે કે હું બ્રહ્મનો અંશ છું, દાસ છું, વગેરે ભુલી જઈ 'હું સુખી છું, હું દુઃખી છું, હુ પરાધીન છું, હું જન્મ-મરણાદિગ્રસ્ત છું' ઈત્યાદિ માન્યતા સ્વરૂપવિસ્મૃતિને લઈને જીવાત્મામાં થાય છે.

આ પંચપર્વાત્મિકા અવિદ્યા જીવને લાગુ પડી ત્યારથી જ જીવ ભગવાન સાથેના પોતાના સમ્બન્ધને ભૂલી જઈ દેહાદિમાં અહન્તા તથા દેહાદનિે અનુકૂલ એવા સ્ત્રી, પુત્ર, ગૃહ, વસ્ત્ર, આભરણ, વગેરેમાં મમતા બાંધે છે. પરંતુ ખરી રીતે પ્રભુનાં જ છે. કારણકે '**સ એકાકી ન રમતે, સ દ્વિતીયમૈચ્છત્, સ હૈતાવાનાસ**' 'તે પ્રભુ એકલા રમતા નથી, તેણે બીજાની ઈચ્છા કરી, તે પોતેજ આ જગતરૂપ થઈ ગયા', **ક્રીડાભાણ્ડમિદં વિશ્વમ્** - આ જગત્ ક્રીડા ભાણ્ડ છે, **ક્રીડાર્થમાત્મન ઇદં ત્રિજગત્કૃતં તે** - આ ત્રણ જગત પોતાની ક્રીડા માટે આપે કરેલું છે, ઈત્યાદિ શ્રુતિ-સ્મૃતિ પુરાણવાક્યોથી આ બધું જગત પ્રભુનું જ છે એમ સિદ્ધ થાય છે.





ત્યારે તે પ્રભુના પદાર્થો ઉપર પોતાનું મમત્વ બાંધવું એ અજ્ઞાન નહિ તો બીજું શું? તે અજ્ઞાન જ જીવને ભુલાવવામાં નાખે છે. તેથી બ્રહ્મસમ્બન્ધ કરાવી ગુરુદેવ જીવને પ્રભુ સાથેનો સમ્બન્ધ યાદ અપાવી ખોટી અહન્તા મમતામાંથી છોડાવે છે. તાત્પર્ય કે અંશાંશિભાવરૂપ સનાતન જે સમ્બન્ધ જીવ અને બ્રહ્મનો છે તેનું સ્મરણ કરાવી આપવું એ જ બ્રહ્મસમ્બન્ધનું તાત્પર્ય છે. કોઇ નવીન સમ્બન્ધ બ્રહ્મસમ્બન્ધથી ઉત્પન્ન થતો નથી.

## નિવેદનકર્તા કોણ ?

**શિષ્ય :-** ગુરુદેવ! નિવેદન કોણ કરે છે તે કૃપા કરી આજ્ઞા કરો.

**ગુરુદેવ :-** સ્થૂલ સૂક્ષ્મ દેહ-વિશિષ્ટ જીવ નિવેદન કરે છે. અર્થાત્ જે જીવે અવિદ્યાને લઇને અહન્તા-મમતા દેહ-ગેહાદિમાં માની રાખેલી છે તે અહન્તા-મમતા પ્રભુવિષયક[૧] કરી દે છે. કારણકે જીવ સ્વરૂપતઃ દુષ્ટ નથી, પણ સ્વભાવતઃ[૨] દુષ્ટ છે. એટલે અવિદ્યાસમ્બન્ધરહિત જીવ તો શુદ્ધ જ છે, તેને કશું નિવેદવાનું હોય નહિ, તેથી સ્થૂલ સૂક્ષ્મ દેહ-વિશિષ્ટ અવિદ્યાસમ્બન્ધવાન્ જ જીવ નિવેદન કરે છે.

[૧]પોતામાં સ્વતંત્રપણે 'હું' એમ નહિ માનતાં 'હું પ્રભુનો દાસ છું' એમ અહંતાનું, તથા સ્ત્રી, પુત્રાદિક 'મારા' ન માનતાં- પ્રભુને 'મારા' માનવા એ મમતાનું પરિવર્તન છે. [૨] જીવાઃ સ્વભાવતો દુષ્ટાઃ।

(...ક્રમશઃ)

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

ઉપદેશ મિમાંસા ગ્રંથમાંથી (શ્રીપુરુષોત્તમચરણ કૃત ઉપદેશવિષયકશંકાનિરાસવાદને આધારે) સાભાર...

## ।। મંગલાચરણ ।।

..ગતાંકથી આગળ

**બુદ્ધિ-પ્રેરક-કૃષ્ણસ્ય[૮] પાદપદ્મં પ્રસીદતુ ।।**

**ધ્યાનાડસમર્થ-જીવાનામસ્માકં સર્વદા સ્વતઃ ।। ૧૧ ।।**

| | |
|---|---|
| બુદ્ધિપ્રેરક | : બુદ્ધિને પ્રેરિત કરનાર |
| કૃષ્ણસ્ય | : ભગવાન શ્રીકૃષ્ણના |
| પાદપદ્મં | : ચરણકમલો |
| પ્રસીદતુ | : (મારા ઉપર) પ્રસન્ન હોજો |
| ધ્યાનાડસમર્થ | : તેઓશ્રીનું ધ્યાન કરવામાં અસમર્થ |





જીવાનાં : (પામર) જીવોના

અસ્માકં : અમારા જેવા

સર્વદા[1] સ્વતઃ[2] : સર્વદા[1] પોતે જ[2] (કૃપારૂપ હોજો)

**ધ્યાન કરવાને અસમર્થ એવા અમે આ જીવો ઉપર બુદ્ધિને પ્રેરનાર ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણકમલ સ્વતઃ (આપમેળે) હમેંશાં પ્રસન્ન રહો.**

આ મંગલાચરણનો આપણે ભાવાર્થ સમજવાનો ગતાંકમાં પ્રયાસ કર્યો. સાથેજ આપણા માર્ગના પરમ વિદ્વાન એવા શ્રીલાલુ ભટ્ટજી ઉપનામ ધરાવનાર શ્રીબાલકૃષ્ણ ભટ્ટજીએ સ્વકૃત લઘુ લેખ તૃતીયતરંગમાં આ વિષયપર પ્રકાશ કર્યો છે. ચાલો, આજે આપણે લાલુ ભટ્ટજી દ્વારા આ શ્લોક પર વિવેચન સમજવાનો પ્રયાસ કરીએ.

અહિંયા આ સમજવું જોઇએ. શ્રીમદ્ ભાગવતના પંચમ સ્કન્ધમાં મર્યાદા લીલાનું વર્ણન કર્યું છે. જેમ પુષ્ટિપ્રવાહમર્યાદા ભેદ ગ્રંથના ૩જા શ્લોકમાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે :

**વેદસ્ય વિદ્યમાનત્વાત્ મર્યાદાપિ વ્યવસ્થિતા**

આ ઉપરોક્ત પુષ્ટિપ્રવાહમર્યાદાનિરૂપણ ગ્રંથના વચન વેદમૂલિકા છે. જેમ વેદનું મૂલ ગાયત્રી છે. (**ગાયત્રીં વેદમાતરમ્** - પદ્મપુરાણ સ્વ. ૫૩.૫૭) અને **ગાયત્રી બીજં વેદો વૃક્ષઃ શ્રીભાગવતં ફલમ્** (શ્રીસુબોધિનીજી ૧.૧.૧), અર્થાત્ ગાયત્રી તે વેદના વૃક્ષનું બીજ છે અને શ્રીમદ્ભાગવત તે વેદનું ફલ છે. આવી આજ્ઞા આપણને શ્રીસુબોધિનીજીના પ્રથમ સ્કન્ધના મંગલાચરણરૂપે ગાયત્રીને બીજરૂપે વર્ણન કરેલું છે. આ વચનથી ગાયત્રી મૂલરૂપે મર્યાદાલીલા છે, તે સિદ્ધ થાય છે.

અને ઉપક્રમે જ્યારે આપણે મર્યાદાલીલાનું વિવરણ કરીએ ત્યારે જ્ઞાત થાય છે કે ગાયત્રી તે મંગલકારી છે, તેવું કહેવું ઉચિત છે. આજ પ્રકારે આપણા પુષ્ટિમાર્ગમાં **બુદ્ધિપ્રેરકકૃષ્ણ**..તે મંગલકારી છે, તેવું કહેવું ઉચિત છે. ગાયત્રીનું ચરમ ફલ તો બુદ્ધિને પ્રેરણાર છે, તેવીજ રીતે અહીંયા શ્રીકૃષ્ણ બુદ્ધિના પ્રેરક છે. જેમ ગાયત્રી મૂલમંત્રમાં 'સવિતૃ' પદ તે જગત્કર્તાના રૂપમાં વર્ણવામાં આવેલો છે, તેવીજ રીતે આપણા માર્ગમાં મૂલરૂપત્વજ્ઞાપનાય કૃષ્ણ પદથી સંબોધિત છે, તેથી અત્રે **કૃષ્ણસ્ય**, તે મૂલરૂપવત્ છે, અને આ મૂલરૂપ કૃષ્ણ કોણ...''**કૃષિ**'ર્ભૂવાચકઃ પ્રોક્તો '**ણ**'શ્ચ નિર્વૃતિવાચકઃ, તયોરૈક્યં પરં બ્રહ્મ '**કૃષ્ણ**' ઇત્યાભિધીયતે' (ગોપાલતાપનીયોપનિષદ્ ૧.૧) ગોપાલ તાપનીય ઉપનિષદ્માં કૃષ્ણ શબ્દને સમજાવે છે.

કૃષ્ણ શબ્દમાં કૃષ્ અને ણ એમ બે શબ્દથી બનેલો છે. કૃષ્ણ એટલે સત્તા વાચક, જેની સત્તા હોય તે. અને ણ એટલે નિવૃત્તિ વાચક છે. એટલે જેની સત્તા હોય, ત્યાર પછી સર્વની નિવૃત્તિ છે. અન્ય કોઇપણ બરાબરી ત્યાં નથી કરી શક્તો. તેથી તે પરબ્રહ્મ છે. આ વચન પણ આપણને ગોપાલ તાપનીયોપનિષદ્ના મંગલાચરણ સ્વરૂપે પ્રાપ્ત થાય છે.





હવે સમજો જેમ ગાયત્રીમાં 'ધીમહી' તે ક્રિયાપદ છે, તે સાધનરૂપ છે, જેનું ધ્યાન કરવું તે. તેજ પ્રમાણે આપણા માર્ગમાં પણ આ શ્લોક દ્વારા શ્રીમહાપ્રભુજી નિબંધમાં આજ્ઞા કરે છે **ધ્યાનાસમર્થજીવાનામ્**, તે સાધનભાવ છે. બુદ્ધિને પ્રેરણાર એવા સત્તારૂપ શ્રીકૃષ્ણ છે, જેનું સર્વ જીવોએ સાધનના અભાવમાં એટલે કે નિ:સાધનતાથી ધ્યાન કરવું.

હવે કોઇકને પ્રશ્ન થાય છે કે સાધન વિના ફલની સિદ્ધિ કેમ થાય ? હવે આપણો માર્ગતો કૃપાનો છે, અનુગ્રહનો છે, એજ વાત લાલુભટ્ટજી સમજાવે છે કે આવા નિ:સાધનથી પણ ફલસિદ્ધિ પ્રાપ્ત જીવને થાય છે, તે અનુગ્રહ વડે. અને ભગવત્પ્રસાદ સમમ પ્રાર્થના કરવી, તે **પ્રસીદતુ** પદ દ્વારા દ્યોતિત થાય છે. શ્રીમહાપ્રભુજીએ પોતાના દ્વારા પ્રકટિત માર્ગને અન્યમાર્ગથી ભેદ છે, તે દર્શાવવા માટે અત્રે **અસ્માકમ્** પદનો પ્રયોગ કર્યો છે. અને અત્રે **અસ્માકમ્** એટલે પુષ્ટિમાર્ગીયોના અર્થમાં શ્રીમહાપ્રભુજી પ્રયોગ કરે છે.

હવે એક ભેદ લાલુ ભટ્ટજી ખૂબજ સુંદર રીતે સમજાવે છે કે ઘણી વાર આપણને પ્રશ્ન મનમાં થતો હોય છે કે સર્વ માર્ગો એક સરખાં જ છે, તો પછી શ્રેષ્ઠ, ત્યાં લાલુ ભટ્ટજી આ **ગાયત્રી**ના ઉદાહરણ દ્વારા **મર્યાદા** અને **કૃષ્ણ** દ્વારા **પુષ્ટિ**ને સમજાવે છે. મર્યાદામાર્ગને સાધન કરવું જરૂરી છે, તોજ ઈષ્ટસિદ્ધિ થાય, તોજ ફલ પ્રાપ્ત થાય. અને પુષ્ટિમાર્ગ તો ભગવત્પ્રસાદરૂપ છે, એટલે કે નિ:સાધનતા છે, અને ભગવત્પ્રસાદ કહેવું એટલે શ્રીચરણની પ્રાપ્તિ. તેથી શ્રીમહાપ્રભુજીએ **પાદપદ્મમ્** પદ પ્રકટ કર્યો છે. અને આ પદ દ્વારા શ્રીમહાપ્રભુજી સ્વ-સેવકોને આજ્ઞા કરે છે કે જીવને કૃપા પ્રાપ્ત કરવી હોય તો શ્રીચરણની અભિલાષી બનવું.

ભક્તોએ શ્રીચરણારવિન્દની અભિલાષા કરવી, કારણકે શ્રીચરણારવિંદ ભક્તિરૂપ છે. અને શ્રીમહાપ્રભુજી વાક્પતિ છે, તેથી આપશ્રી ખૂબજ ચપલ છે, આપશ્રીએ **પાદપદ્મમ્** પદને એકવચનમાં પ્રયોગ કર્યો છે. એક વચન પ્રયોગ દ્વારા તે સિદ્ધ થાય છે કે તે કેવળ ને કેવળ પુષ્ટિ ભક્તિને પ્રતિપાદન કરે છે. બુદ્ધિને પ્રેરણાર શ્રીકૃષ્ણના શ્રીચરણારવિંદનું શરણાગત જીવોએ સર્વદા સાધન સમજી ધ્યાન ધરવાથી શ્રીમહાપ્રભુજી દ્વારા પ્રકટિત પુષ્ટિભક્તિ પ્રાપ્ત થાય છે. હવે શ્રીમહાપ્રભુજીએ **સ્વત:** પદનો પ્રયોગ કર્યો છે. સ્વત: પદ પ્રયોગ કરીને શ્રીમહાપ્રભુજી જીવને આજ્ઞા કરે છે કે આવી પુષ્ટિ ભક્તિ કોઈ સાધન બલથી પ્રાપ્ત થતી નથી, પરંતુ કૃપારૂપે આપ મેળેજ પ્રાપ્ત થાય છે.

તેથી શ્રીમહાપ્રભુજી સ્વ-શરણાગત જીવોને સમજાવે છે કે મારા માર્ગમાં આવીને શ્રીકૃષ્ણને પ્રાપ્ત કરવા કોઈપણ સાધનની આવશ્યક્તા નથી, નિ:સાધનતાથી પ્રાપ્ત કરી શકાય છે. તેથી બુદ્ધિપ્રેરક પદ આપણને ગાયત્રીમંત્રના ચરમપદની સ્મૃતિ સાથે બોધ કરાવે છે. ધ્યાનાસમર્થજીવાનામ્ તે આપણા માર્ગમાં ધ્યાન અને ગાયત્રીમાં ધીમહી દ્વારા સ્મરણ પ્રાપ્ત થાય છે. એવા બુદ્ધિપ્રેરક કૃષ્ણ જે શ્રીમહાપ્રભુજીના માર્ગાનુસાર ભક્તિ પ્રદાતા છે, તેમને નમન....

સદૈવ શ્રીગોકુલેશ જપેત્ મન કરું પરનામ ।

અંત:કરણ રાય બિરાજત મંગલાચરણ કરી કામ ।।

*અત્રે હવે આ મંગલાચરણનું ક્રમશ સંકલન પૂર્ણ થાય છે. જો કોઇ ત્રુટી રહી હોય અથવા ક્યાંક અમારાથી અતિરેકને કારણે કોઇ ભૂલ થઇ હોય તો પોતાનો જ સમજી ક્ષમા શ્રીવલ્લભ ક્ષમા કરશે. આ અલ્પ પ્રયાસ સૌ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી જનો માટે ઉપયોગી નિવળે અને શ્રીવલ્લભના સાચા સેવક બનવામાં સહાયક થાય, એજ અલ્પ પ્રયાસ.....સંકલન : દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા...*





# ભક્તિમાર્ગની ઉત્તમતા

**(લેખક : વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી)**

શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કન્ધમાં ઉદ્ધવજી પ્રત્યે પ્રભુ ઉપદેશ કરે છે કેઃ- 'મનુષ્યમાત્રનાં કલ્યાણની ઈચ્છાથી મેં ત્રણ યોગો પ્રકટ કર્યા છે', એટલે કે સર્વ મનુષ્યનું કલ્યાણ કરવાની ઈચ્છાથી મેં ત્રણ માર્ગ બતાવ્યાં છે. એક જ્ઞાનમાર્ગ, બીજો કર્મમાર્ગ, ત્રીજો ભક્તિમાર્ગ. કલ્યાણ એટલે દુઃખનો તદ્દન નાશ થઈ જાય અને નિત્ય, કાયમનાં સુખની પ્રાપ્તિ થાય, એવું કલ્યાણ આજના સમયમાં કેમ મળી શકે એ વિચારવાનું છે.

કેટલાક કહે છે કે, દુઃખ થવાનું કારણ પાપ છે; માટે તેને દૂર કરવાને, પાપને ધોવાને પ્રાયશ્ચિત કરવું જોઈએ, અર્થાત્ કર્મ કરવું જોઈએ. વેદમાં જે જે કર્મો બતાવ્યાં છે તે તે કર્મો કર્યાથી પાપ દૂર થઈ જાય, અને પાપ દૂર થવાથી દુઃખ પણ ટળી જાય. આ વાત ગળે ઉતરે તેમ નથી. કેમકે પ્રાયશ્ચિતરૂપ કર્મો કર્યાથી જ જો દુઃખ દૂર થતાં હોય તો પછી પ્રાયશ્ચિત કર્યા પછી એક પણ દોષ રહેવો જોઈએ નહિ, અને ફરીને પાપ-કર્મ કરવા તરફ મનની વલણ પણ ન જ થવી જોઈએ; તેમ જો થતું નથી, કેમકે હજારો કર્મો, પ્રાયશ્ચિતો કર્યા પછી પણ પાપ-કર્મમાં પ્રવૃત્તિ જણાય છે. વળી કર્મ કરવા માટે દેશકાલ પણ પવિત્ર જોઈએ.

તેવો દેશકાલ આ સમયમાં ક્યાં છે? ધર્મશાસ્ત્રમાં જેવો દેશ બતાવ્યો છે, જેવાં કર્મ કરાવનારા બ્રાહ્મણો ઓળખાવ્યાં છે, તેવા હાલમાં કોઈ પણ ઠેકાણે નજરે પડતા નથી. તેમ જ કર્મમાર્ગ એટલો બધો કઠિન છે કે, એક અક્ષર પણ જો ઉલટા-સુલટી થઈ જાય તો આખું કર્મ ઉંધું વળી જાય અને વિપરીત ફલ આવે. માટે આ સમયમાં કોઈપણ રીતે કર્મમાર્ગથી દુઃખ નાશ પામે અને નિત્ય સુખ મળે એવું જણાતું નથી. કદાચ કોઈ મોટો પ્રયાસ કરીને પવિત્ર દેશકાલ શાધીને યજ્ઞયાગ કરે, તો પણ તેનું ફલ તો કાયમનું નથી જ.

ભગવાન્ ગીતામાં આજ્ઞા કરે છે કેઃ- 'કર્મ કરનારા સ્વર્ગલોકમાં જાય છે, અને પોતે કરેલા પુણ્યના પ્રમાણમાં જેટલી મુદ્દત સુધી સુખ ભોગવવાનું ઠરેલું હોય તેટલી મુદ્દત સુધી સ્વર્ગમાં સુખ ભોગવીને, પુણ્યનો ખજાનો ખુટી જતાં પાછા મૃત્યુલોકમાં આવી પડે છે'. માટે એવાં થોડી મુદ્દતના સુખની લાલચ રાખિને મોટાં કષ્ટો વેઠવાં તે શા માટે? તેમ જ સ્ત્રી, શૂદ્ર વગેરેનો ઉદ્ધાર કર્મથી થતો જ નથી; કેમકે તેમને કર્મ કરવાનો અધિકાર આપવામાં આવ્યો નથી. તો આવા સાંકડા અને વિકટ રસ્તાનો આશ્રય નિત્ય સુખને ચ્હાનારા કેમ કરી શકે? ષષ્ઠ સ્કન્ધ શ્રીભાગવતમાં એ જ સિદ્ધાન્ત શ્રીશુકજી રાજા પરિક્ષિતને કહે છે.

બીજા મતવાદીઓ કહે છે કે જ્ઞાન મેળવવાથી નિરંતર આનંદ મળશે. પ્રભુ કેવા છે, તેમનું સ્વરૂપ કેવું છે, તેમનામાં શા શા ગુણો રહેલા છે, વગેરેનું જ્ઞાન વેદાનુસાર મેળવીને અચલ સુખ મેળવી શકાય છે. વળી જ્ઞાનથી પાપાદિક સર્વ કર્મો નાશ પામે ચે, એટલે દુઃખનો સંભવ જ નથી. શ્રીમદ ભગવદ્ગીતામાં ભગવાન્ કહે છે કે :- 'જ્ઞાનરૂપી અગ્નિ સર્વ કર્મોને બાળીને ખાખ કરી નાંખે છે'. વાસ્તે જ્ઞાન એ જ દુઃખને દૂર કરવા માટેનો સંગીન અને મજબૂત ઉપાય છે.

આ વાત કેટલાક અંશે ખરી છે; પરંતુ ઉત્તમોત્તમ જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત કરી શકાય છે અને તેને માટે કેટલો બધો પ્રયાસ કરવો પડે છે, તે વિષે અવશ્ય વિચાર કરવો જોઇએ અને સાથે જ તેવો પરયત્ન આજના સમયમાં થઇ શકે એમ છે કે કેમ, તે બાબત પણ વિચારવી જોઇએ. પહેલાં તો જ્ઞાન મેળવવા માટે કર્મની પણ જરૂર છે. કર્મ કર્યા પછી અન્તઃકરણ શુદ્ધ થઇ જાય તો જ્ઞાન પ્રાપ્ત થઇય. કેમકે મેલા કાચમાં કાંઇ મુખનું પ્રતિબિંબ પડતું નથી, સ્વચ્છ અને નિર્મલ હોય તો જ પડે છે. તેમ કર્મરૂપી રેતીથી અન્તઃકરણરૂપી દર્પણ સ્વચ્છ કરવાની જરૂર છે. કેવાં કેવાં કર્મો આચરણ કરવાથી જ્ઞાન મળે છે, તેની રૂપરેખા ષષ્ઠ સ્કન્ધ શ્રીભાગવતમાં શ્રીશુકદેવજીએ દોરેલી છે.

પહેલાં તો દ્વિજદેહ હોવો જોઇએ. દ્વિજદેહ ન હોય તો, સ્ત્રી, શૂદ્રયોનિમાં જન્મ થયો હોય તો પતિસેવા, દ્વિજસેવા કરીને ક્રમે ક્રમે વૈશ્ય, ક્ષત્રિય અને છેવટે બ્રાહ્મણદેહ તેને મળે છે. બ્રાહ્મણદેહ મળ્યા પછી તેને નવ સાધનો કરવાં જોઇએ તેમાં પહેલું સાધન **તપ** છે. તપ એટલે મન અને બધી ઇન્દ્રિયોને એકાગ્ર કરવી, નિયમમાં રાખવી તે. બીજું સાધન **બ્રહ્મચર્ય** છે. બ્રહ્મચર્ય બહુ જ કઠિન છે. આ આઠ બાબતોથી તો બ્રહ્મચારીએ બહુ જ બચવાનું છે. ૧.કોઇનું સ્મરણ કરવું, ૨.ગાન કરવું, ૩. રમતગમત, ૪. ટીકી ટીકીને જોવું, ૫.ખાનગી વાતો કહેવી, ૬. સંકલ્પ -મનોરથ કરવા, ૭.કોઇપણ વાતનો જાણે અજાણે નિશ્ચય કરી નાખવો, ૮. નકામા બેસી રહેવું, એ આઠે બાબતો છોડે તો બરોબર બ્રહ્મચર્ય પાળ્યું કહેવાય.

વળી જ્ઞાન મેળવવામાં ત્રીજું સાધન **શમ** છે. શમ એટલે સર્વ ઇન્દ્રિયોના રાજા મન પર કાબુ મેળવવો તે. ચોથું સાધન **દમ** છે, દમ એટલે બહારની દશ ઇન્દ્રિયોને જીતી રાખવી. પાંચમું સાધન **ત્યાગ**. એટલે સત્પાત્રને દાન કરવું તે. છઠ્ઠુ સાધન **સત્ય** બોલવું તે. સાતમું સાદન **પવિત્રતા**, એટલે દેહ વગેરેની શુદ્ધિ માટે પાળવામાં આવતો આચાર. આઠમું સાધન **યમ** એટલે અહિંસા. નવમું સાદન **નિયમ** એટલે જપ વગેરે કરવા તે. આવાં નવ સાધનો જ્યારે બરોબર બને ત્યારે જ્ઞાન પ્રાપ્ત થાય છે.

આમાંના કેટલાં સાધનો અત્યારે બની શકે છે, તેનો શાંતપણે વિચાર કરવો જોઇએ. વળિ તે આજકાલના જીવોથી બની શકે કે કેમ એ પણ જોવું જોઇએ. એક સાધારણ દૃષ્ટિથી જોતાં માલુમ પડશે કે આવાં સાધનોમાંનું એક પણ સાદન બરોબર કોઇથી બની શકશે જ નહિં. એને માટે જેવા પવિત્ર સંયોગો જોઇએ તેવાં કયાં છે? લૌકિકની ધમાલમાં પડેલાઓથી તેવાં સાધનો આવા સમયમાં કેમ થઇ શકે? જો ન જ બની શકે તો પછી જ્ઞાન કેમ પ્રાપ્ત થાય અને સુખ ક્યાંથી અનુભવાય? એ જ હેતુથી જ્ઞાનમાર્ગ પણ કર્મમાર્ગ જેટલો જ દુર્ઘટ લાગશે.

વળી પ્રભુ ગીતાજીમાં ઉપદેશ કરે છે કે :-'જ્ઞાનવાળો તો ઘણા જન્મ થયા પછી મારે શરણે આવે છે'. ત્યારે જ્ઞાનીઓ પણ જન્મમરણના ગોથાં ખાતા હોય એમ જણાય છે. એક તો મોટી મોટી મુશ્કેલી વેઠીને જ્ઞાન મેળવ્યું હોય અને પછી તેના પરિણામમાં ફેરા ફરવાનું તો કાયમ જ રહે તો તેવાં જ્ઞાનને ઓઢવું કે પાથરવું? વળી કેવળ જ્ઞાનથી શો ફાયદો? જગન્નિયન્તા જગદીશ્વર પ્રભુ તેથી પ્રસન્ન કેમ થવાના? મોટી મુસીબતે તેમને જાણ્યા, પણ પછીથી તેમની કાંઇ સેવા કરી નહિ, તો તે શી રીતે રીઝવાના? આપણા દેશનો એક મોટો રાજા છે. તેને આપણે જાણ્યો. એનાં જીવનચરિત્રો





વાંચ્યા, એનાં યશ તથા ગુણગાન સાંભળ્યાં, છેવટે એને જોયો, પણ તેથી શું? કાંઇ એણે આપણા ઉપર થોડી નજર કરી? આપણે એને જાણવા માટે જે જહેમત ઉઠાવેલી, તેની થોડી પણ એણે કદર કરી? કશી નહિં.

પરંતુ જો કોઇ મનુષ્ય તેને પોતાના દેશનો માલીક સમજીને ફક્ત તેની થોડી સેવા બજાવે; કાંઇ પણ લાલચ વિના તે રાજાને સુખ થાય તેવી રીતનું કાંઇ પણ કાર્ય કરે, તો તેના ઉપર રાજા કેટલો પ્રસન્ન થાય? તેને કેટલો ન્યાલ કરે? આવા થોડા પ્રયાસથી તેને કેટલો લાભ થાય? તેટલો લાભ પેલા રાજાને જાણવા માટે મહેનત કરી કરીને થાકી ગયેલો મેળવી શકે? કદાપિ નહિ. એ જ દૃષ્ટાંત અહિં પણ સમજી લેવું. કેવળ પ્રભુને જાણવાથી કાંઇ પણ ફાયદો નથી. તેથી કોઇ પણ રીતે પ્રભુ પ્રસન્ન થવાના નથી. અને પ્રભુ પ્રસન્ન ન થાય તો અવિચલ અમંદ આનન્દ ક્યાંથી મળવાનો હતો? એટલા માટે જ્ઞાનમાર્ગ પણ ચાલુ સમયમાં દુર્ઘટ છે, અને પ્રયાસનાં પ્રમાણમાં કાંઇ પણ લાભદાયક નથી.

ભગવાને શ્રીભાગવતના એકાદશસ્કન્ધમાં મનુષ્યમાત્રના કલ્યાણ માટે પ્રકટ કરેલા ત્રણ માર્ગોમાંથી કર્મમાર્ગ અને જ્ઞાનમાર્ગ તો વર્તમાન સમયમાં કલ્યાણ કરી શકે તેમ નથી. એમ ઉપરના દલીલોથી સિદ્ધ થયું. વસ્તુતઃ તેમ જ છે. જ્યાં સુધી એ બન્ને માર્ગોને ભક્તિમાર્ગ સાથે સંયુક્ત કરી નાંખ્યા વિના સ્વતંત્ર રીતે તેઓની કલ્યાણકારણતા કબૂલવામાં આવે છે, ત્યાં સુધી એ માર્ગ કોઇપણ રીતે ઉપર કહ્યાં પ્રમાણે શ્રેયસ્ સાધી શકે તેમ નથી. શ્રીશુકદેવજી પણ કર્મમાર્ગ અને ભક્તિમાર્ગનું સ્વતંત્ર નિર્વચન કરીને અને છેવટે તે બન્નેની દુર્ઘટતા લક્ષ્યમાં લઇને કહો કે તેથી કંટાળને આજ્ઞા કરે છે કે :-'કેટલાક તો કેવળ ભક્તિથી જ વાસુદેવપરાયણ થઇને પોતાનાં પાપને ધોઇ નાંખે છે. જેમ સૂર્ય ઝાકળનો નાશ કરે છે તેમ'.

એનો મુદ્દો એ છે કે કર્મમાર્ગીઓ પોતાનાં પાપોનો નાશ કરવા માટે કઠિનમાં કઠિન અવનવાં પ્રાયશ્ચિતો કરે છે અને છેવટે પણ 'પંકે લેપ્યું અંગ કર્મજડ! પંકે કેમ ધોવાય?' એ ભક્તશિરોમણિ દયારામભાઇનાં કથન પ્રમાણે પ્રાયશ્ચિત જ કરતા રહે છે. ભક્તો તો તેવા કર્મમાર્ગના પ્રાયશ્ચિતને કે જ્ઞાનમાર્ગના જ્ઞાનાગ્નિને અડકતા જ નથી. તેઓનો પંથ તો ન્યારો જ છે! શ્રીશુકદેવજી ભક્તોના એ માર્ગની ઝાંખી કરાવે છે. ભક્તોને પાપ કે પુણ્યની દરકાર જ નથી હોતી. તેઓ તો વાસુદેવપરાયણ થઇને ભક્તિ કર્યા કરે છે. એ ભક્તિથી પાપો દૂર થઇ જાય તો કાંઇ ભક્તો તે પાપોને દૂર થવાની ના કહેતા નથી.

સૂર્યના ઉદયથી સ્વતઃ જ ઝાકળનો નાશ થઇ જાય છે. શું સૂર્ય ઝાકળનો નાશ કરવા માટે ઉદય પામે છે? ના; કદી નહિ. ભક્તો પણ પાપનો નાશ કરવા માટે જ કાંઇ ભક્તિ નથી કરતાં, પરંતુ ભક્તિથી પાપ સ્વતઃ જ દૂર થઇ જાય છે, ભસ્મ થઇ જાય છે. શ્રીશુકદેવજી વળી કહે છે કે :- 'જેવી રીતે પાપી પુરુષ ભક્તોની સેવા કરીને, શ્રીકૃષ્ણને પ્રાણ આદિ અર્પણ કરીને પવિત્ર થાય છે તેવી રીતે તપ વગેરે સાધનોથી નથી થતા'. શ્રીશુકદેવજીની આ આજ્ઞા ભગવદ્ગીતાનાં રહસ્યરૂપ છે. **સર્વધર્માન્ પરિત્યજ્ય, અપિચેત્સુ દુરાચારઃ, ક્ષિપ્રં ભવતિ ધર્માત્મા, ન મે ભક્તઃ પ્રણશ્યતિ** આદિ શ્રીમુખનાં વચનોનું તાત્પર્ય જ શ્રીશુકવાક્યમાં તરવરી રહેલું છે.





એથી જ ભક્તોને કર્મમાર્ગીય અને જ્ઞાનમાર્ગીય કરતાં ઉચ્ચ કક્ષાએ મૂકતાં શ્રીશુકદેવજી પુન: આજ્ઞા કરે છે કે :- 'કલ્યાણકારક અને ભય વગરનો સીધો માર્ગ લોકમાં આ જ છે. જે માર્ગમાં રહીને મનુષ્યો સુસ્વભાવયુક્ત નારાયણપરાયણ સત્પુરુષ થાય છે. હે રાજેન્દ્ર! જેમ નદીઓ સુરાથી-મદ્યથી-ભ્રષ્ટ થયેલા ઘડાઓને પવિત્ર કરી શક્તા નથી, તેમ ભગવાનથી પરાંમુખ થયેલાઓને કરેલા પ્રાયશ્ચિત કદિ પાવન કરતાં નથી. જેઓએ ફક્ત એક જ વાર પોતાનું મન શ્રીકૃષ્ણચરણકમલમાં ચોટાડ્યું છે, શ્રીકૃષ્ણના ગુણમાં અનુરાગવાળું બનાવ્યું છે, તેઓ તો પાપાચરણવાળા છતાંએ પણ નિષ્પાપ થઈને સ્વપ્નમાં પણ અમને અને તેના પાશધારી દૂતોને નજરે દેખતા જ નથી'. આ જ સિદ્ધાન્તનો સાર ભક્તિમાર્ગના વિકાસક શ્રીમહાપ્રભુજીએ નિબંધમાં કહ્યોં છે:

**અધુના તુ કલૌ સર્વે વિરુદ્ધાચારતત્પરા: ।**

**સ્વાધ્યાદિક્રિયાહીનાસ્તથાચારપરાંમુખા: ।।**

ઈત્યાદિ. તાત્પર્ય કે હાલમાં કલિ પ્રવર્ત્યો છે. બધા વિરુદ્ધ આચારમાં તત્પર થઇ રહ્યાં છે. વૈદાધ્યાનાદિ ક્રિયાઓથી બધા રહિત થઈને શુદ્ધ સદાચારથી પણ મોઢું ફેરવી બેઠા છે. વળિ તેઓ જે જે કર્મો કે આચારો કરે છે તે વૈદિક વિધિથી રહિત કરે છે. તેઓનાં મન વિક્ષેપમાં પડી ગયાં છે. તેઓ ભ્રાન્ત થઇ ગયા છે. શિશ્નોદરપરાયણ થઈને જીવન વીતાડે છે. યજ્ઞોપવીતાદિ સંસ્કારો પણ થયેલા ન હોવાથી વ્રાત્ય થયા છે અને સ્વત: દુષ્ટ બન્યા છે. ત્યાં તે ધર્મોનો સંચાર કેમ થઇ શકે? સામયિક સ્થિતિ એવી છે, તો પણ ધર્મમાર્ગમાં સ્થિતિ કરીને નિરંતર શ્રીકૃષ્ણની ભક્તિ કરવી. શ્રીભાગવતમાં કહેલા માર્ગને અનુસરીને ભક્તિમાર્ગનો જો આશ્રય લેવામાં આવે તો કોઈપણ રીતે જીવ તરી શકે. એથી જ અંતે આજ્ઞા કરી છે કે:-

**માર્ગોયં સર્વમાર્ગાણામુત્તમ: પરિકીર્તિત: ।**

**યસ્મિન્ પાતભયં નાસ્તિ મોચક: સર્વથા મત: ।।**

અર્થ: સર્વમાર્ગો કરતાં આ ભક્તિમાર્ગ જ ઉત્તમ કહેવામાં આવ્યો છે. જે માર્ગમાં પાતનો-પડવાનો ભય નથી. **ધાવન્નિમીલ્ય વા નેત્રે** એમ શ્રીશુકજી પણ કહે છે. અને એ માર્ગ સર્વ રીતે જીવને બંધનોથી મુક્ત કરનાર છે.

*।। વૈષ્ણવ ધર્મ પતાકા પુસ્તક ૨, અંક ૩, ૮. માઘ ૧૯૭૪માંથી સાભાર ।।*

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા







# શ્રીહરિરાય વાઙ્મુકતાવલી

## ।। સ્વમાર્ગીય-શરણ-સમર્પણ-સેવાદિ-નિરૂપણમ્ ।।

(અનુવાદક-વિવેચક :- શ્રીવસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી)

### ગુરુ ઉપદેશ ?

(ઉપરોક્ત શ્લોક પ૬થી પ૮નો સરલ અન્વયાર્થ નીચે પ્રમાણે છે :- )

एवमन्नादि...भार्यादीना...स्वयं कुर्या...।। ५६.५ ।।

આ ત્રણેય લીટી ગણી અર્થ કરતાં :-

અન્નાદિ વસ્તુઓનો વિનિયોગ થયો (એટલા માત્રથી પોતે કૃતાર્થ થયો એમ સમજવાનું નથી,) ત્યારબાદ પત્ની, પુત્ર, વગેરેને પણ (ભગવત્સન્મુખ કરવાનાં છે એટલે) એમની પાસે પણ સેવા જ કરાવવી. હવે એને સેવાદિ કાર્યોમાં રસ ન પડતો હોય તો સેવાદિ કાર્યો પોતે જાતે કરવાં; (એમની પાસે જબરદસ્તીથી ન કરાવવાં, કારણકે પ્રભુનું સ્વરૂપ આનંદનું છે અને જબરદસ્તી એ આનંદ આડી આવે છે.)

अपकीर्ति...।। ५७ ।। स्वकृत...तत्पोषणं...।।५८।।

આવાં ઉદાસીન પત્ની, પુત્ર, વગેરેનું પોષણ તો અવશ્ય કરવું, કારણકે પોષણ ન કરે તો લોકમાં વૈષ્ણવતાની નિન્દા થાય; ઉપરાંત ભૂખે મરતાં એઓ આપણને સતાવ્યા કરે એટલે આપણું મન સેવામાં એકાગ્ર રહી ન શકે, તેમ વળી આપણે જે વખતે બ્રહ્મસમ્બન્ધ-દીક્ષા લીધી તે વખતે એ બધાં પ્રભુને સમર્પેલાં જ છે એટલે એ પણ ભગવાનનાં જ છે એમ સમજી એમનું પોષણ કરવું; ઉપરાન્ત સાજા માણસ જે પ્રમાણે પોતાના દેહ પાસેથી ધાર્યું કામ લઈ શકે તે પ્રમાણે માણસ રોગગ્રસ્ત દેહનું પોષણ તો કરે છે અને એ એ આશાએ કે રોગમુક્ત દેહ પાછું ધાર્યું કામ આપશે, એ પ્રમાણે અત્યારે પત્ની પુત્ર વગેરે સેવાદિ ઈષ્ટ કાર્ય ન કરતાં હોય, પરંતુ આગળ ઉપર સદ્બુદ્ધિ જાગતાં તેવાં સેવાદિ ઈષ્ટ કાર્ય કરશે, એ આશાએ પણ એમનું પોષણ કરવાનું છે.

यद्यासुराः कृष्णसेवां कर्तुं न ददाति स्वतः ।।
तदा तेषां परित्यागः कर्तव्य इति निश्चयः ।। ५९ ।।

જો એ આસુર હોય અને પોતાને કૃષ્ણસેવા ન કરવા દે તો એમનો પરિત્યાગ જ કરવો એવો નિશ્ચય છે. સ્ત્રી આદિ આસુર ભાવવાળાં હોય, પોતે સેવા કરે નહિં, અને આપણને સેવા કરવા દે પણ નહિં, તો એવાં અસુરનો ત્યાગ કરવો એ સિદ્ધાન્ત છે. પ૯

भक्तिमार्गे न वस्तव्यमभक्तैः सह सर्वथा ।।
अङ्गीकृत्यापि च स्मार्गवर्जनं भक्तिमार्गिभिः ।। ६० ।।





धर्मशास्त्रत्तु बलवद् भक्तिशास्त्रमिति स्थितिः ।। ६०.५ ।।

ભક્તિમાર્ગમાં એવો નિયમ છે કે, જેઓ ભક્ત ન હોય તેઓ સાથે કદાડિ ભક્તોએ વસવું નહિં. સ્મૃતિમાં કહેલા ધર્મનો ત્યાગ ભક્તિમાર્ગીય જનોએ કરવો પડે તોએ એ કરવો, કારણકે ધર્મશાસ્ત્રથી પણ ભક્તિશાસ્ત્ર બલવદ્ છે એવી મર્યાદા છે. મન્વાદિપ્રોક્ત શાસ્ત્રથી પણ ભક્તિશાસ્ત્ર બલવદ્ હોવાથી ભક્તિમાર્ગમાં જેનો અંગીકાર થયેલો છે તેઓએ સ્માર્ગ ધર્મો ત્યાજવા. ૬૦.૫

(वृद्धो च मातापितरौ शिशुन् पुत्रान् सतीः स्त्रियः । अप्यनर्थशतं कृत्वा भर्तव्या मनुरब्रवीत् ।।) એટલે કે એક વાર અનીતિ કરવી પડે તો કરવી, પરંતુ વૃદ્ધ માતા-પિતા, નાના છોકરા, અને સતી પત્ની એટલાંનો પેટ તો ભરવાં જ - આ પ્રમાણે સ્મૃતિ પ્રતિપાદિત ધર્મ એ સ્માર્ત ધર્મ અને પ્રતિકૂલ પત્ની ઈત્યાદિને ત્યજવાં એ ભક્તિમાર્ગીય ધર્મ. આ ભક્તિમાર્ગીય ધર્મનું પાલન કરવા જતાં સ્માર્ત ધર્મ સચવાતો નથી, તો શું કરવું ? સ્માર્ગ ધર્મને સાચવવો કે ભક્તિમાર્ગીય ધર્મનું પાલન કરવું ? ત્યાં શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે સ્માર્ત ધર્મ જતો કરવો, પરંતુ ભગવદ્ધર્મનું તો પાલન કરવું જ.

चित्तं हरौ प्रतिष्टाय वृत्तियत्नं च कारयेत् ।। ६१ ।।

सर्वथा वृत्त्यभावे तु यामं सेवापरो भवेत् ।।

वृत्ते सहजतासिद्ध्यै कृष्णमात्ररतो भवेत् ।। ६२ ।।

ચિત્ત શ્રીહરિમાં રાખિને વૃત્તિ મેળવવા માટે પ્રયત્ન કરાવવો. પોતાનો જો વેપારાદિક ઉદ્યમ ચાલી રહ્યો હોય તો એને માટે પોતે પ્રયાસ ન કરતાં બીજા પાસે એ યત્ન કરાવવો, અને પોતાનું ચિત્ત શ્રીહરિમાં રાખવું. જો વૃત્તિ મુદ્દલે હોય જ નહિ તો એક પ્રહર સુધી સેવાપરાયણ થઈને રહેવું, એટલે કે બીજા સમયમાં વૃત્તિ (રોજગાર) માટે ઉદ્યમ કરવો. જો વૃત્તિ સહજમાં જ સિદ્ધ થતી હોય તો માત્ર શ્રીકૃષ્ણમાં આસક્તિ રાખીને રહેવું જોઈએ તો પછી વૃત્તિ માટે થોડો પણ પ્રયાસ કરવા પ્રેરવું નહિં. ૬૨

(આ શ્લોકમાં સરલ અર્થ આ પ્રમાણે છેઃ પહેલું તો મન પ્રભુમાં સ્થિર કરવું; પરંતુ નિર્વાહ બરાબર ચાલતો ન હોય તો એ મનને પ્રભુમાં સ્થિર રાખવું ઘણું મુશ્કેલ પડે છે, એટલે એ મનને નિર્વાહની દિશામાં પણ પ્રેરવું આવશ્યક છે. ટૂંકમાં નિર્વાહ તરફ સર્વથા ઉપેક્ષા ન કરવી, એ પણ સાક્ષાત્ નહિ તો પરંપરયા તો ભગવત્સેવા છે જ. એ નિર્વાહ બરોબર ચાલતો હોય તો મન પ્રભુમાં રહે; એટલે મનને પ્રભુમાં રખાવનાર આ નિર્વાહ; એ તદ્દન નકામી વસ્તુ તો ન જ કહેવાય. હવે નિર્વાહ સર્વથા ન જ થતો હોય તો આખો દિવસ નહિ, પરંતુ દિવસમાં ત્રણ કલાક તો ભગવત્સેવા કરવી જ. અને નિર્વાહ સહેજે સિદ્ધ થાય એટલા ખાતર ભરોસો ભગવાનનો રાખવો. ટૂંકમાં, કાયાથી પ્રયત્નશીલ રહેવું, મનની ઉપેક્ષા ન કરવી, પરંતુ નિર્વાહમાં મન ન ઘાલવું; મન તો પ્રભુમાં જ રાખવું.)

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# વાર્તા સાહિત્યની ભાવ ભૂમિ

...ગતાંકથી આગળ

૬. **આશ્રય** :- આશ્રય વિવિધરૂપ વાલો છે. એક આધારસ્વરૂપ બીજો લીલા સ્વરૂપ. આધારરૂપથી આશ્રયને ભગવાનનું જ સ્વરૂપ માનવામાં આવ્યું છે. અને લીલા સ્વરૂપમાં અનુગ્રહ રૂપ. આ બેઉરૂપ વાર્તાઓમાં બતાવવામાં આવ્યાં છે. શ્રીમહાપ્રભુજી કૃષ્ણાશ્રય શ્લોક ૮માં આજ્ઞા કરી રહ્યાં છે :

પ્રાકૃતાઃ સકલા દેવા ગણિતાનન્દકં બૃહત્ ।।

પૂર્ણાનન્દો હરિસ્ તસ્માત્ કૃષ્ણ એવ ગતિર્મમ ।। ૮ ।।

આમાં સઘળા દેવોને પ્રાકૃત (પ્રકૃતિને આધિન) કહેવાય છે. અક્ષરબ્રહ્મને ગણિતાનંદ કહ્યો છે, કેવળ શ્રીહરિ જ પૂર્ણાનંદ સ્વરૂપ છે. તેથી કૃષ્ણમાં જ મારી ગતિ સદા થાઓ. આ પ્રકારનો એક આધારરૂપનું દૃષ્ટાંત નંદદાસજીની વાર્તામાં આ પ્રકારે વર્ણિત છે.

'ત્યારે તુલસીદાસે નંદદાસને કહ્યું જો તમે અમારી સાથે ચાલો. સો ગામ રૂચે તો અયોધ્યામાં રહો, પુરી રૂચે તો કાશીમાં વસો, પર્વત રૂચે તો ચિત્રકુટ પર નિવાસ કરો, વન રૂચે તો દણ્ડાકારણ્યમાં રહો, આવા મોટા મોટા ધામ શ્રીરામચન્દ્રજીએ પવિત્ર કર્યા છે, ત્યારે નંદદાસજીએ તેના પ્રત્યુત્તરમાં નીચેનું પદ ગાયું, જેમાં પુષ્ટિ-ભક્તિનો સ્નેહાત્મક ભાવ ઉભરાઇ રહેલો દૃષ્ટિગોચર થયા વગર રહેતો નથી.

જો ગિરિ રૂચે તો બસો શ્રીગોવર્ધન, ગામ રૂચે તો બસો નંદગામ;

નગર રૂચે તો બસો મધુપુરિ, શોભા સાગર અતિ અભિરામ।

સરિતા રૂચે તો બસો શ્રીયમુના તટ, સકલ મનોરથ પૂરણકામ;

'નંદદાસ' કાનનરૂચે તો બસો ભૂમિ વૃન્દાવન ધામ ।।'

આમાં કૃષ્ણાશ્રયનો મૂળ ભાવ બતાવ્યો છે. કહે કે કૃષ્ણ માટે એકાશ્રય દેખાડ્યો છે. અનુગ્રહ લીલા-આશ્રયનું બીજું સ્વરૂપ છે. અનુગ્રહનો ભાવાર્થ મુક્તિ પછી પણ ગ્રહણ અર્થાત્ આ દાન (પ્રદાન) સ્વીકાર કરવો તે છે, વાર્તા સાહિત્યમાં એવી અનેક વાર્તાઓ છે જેમાં શરણમાં આવ્યાં પછી આ મુક્તિરૂપ મૂળ સ્વરૂપ સ્થિતિ પછી પણ તેનો અર્થ લીલામાં ગ્રહણ કર્યા છે. કૃષ્ણદાસ અધિકારીની સમર્પિત વેશ્યાને લીલા પ્રાપ્તિ પછી પણ એટલે કે મુક્તિરૂપ મૂળ સ્વરૂપ સ્થિતિ પછી પણ બ્રહ્મસંબંધ દ્વારા ગ્રહણ કરવામાં આવી છે.

'તે વેશ્યાની છોકરી દેહ ત્યજીને લીલામાં ગઇ ત્યાં લલિતા શ્રીસ્વામિનીજી બિરાજી રહ્યાં છે. અને કૃષ્ણદાસજી લીલામાં લલિતારૂપ હોવાથી જગતમાંથી લીલામાં પ્રવેશ કરાવ્યો છે. લીલામાં શ્રીલલિતાજીએ શ્રીસ્વામિનીજી દ્વારા બ્રહ્મસંબંધ કરાવી પોતાની રહેવામાં રાખ્યા છે.





આવી જ રીતે અલીખાન પઠાણની બેટીની વાર્તા છે, જેઓને લીલામાં સાક્ષાત્કાર થઇ ગયા પછી પણ બ્રહ્મસંબંધ કરાવી વિશેષ અનુગ્રહ કર્યો છે. શરણસ્થ જીવોના ભ્રષ્ટ થઇ જવા પર પણ તેમના અનુગ્રહથી લીલામાં ગ્રહણ કરવાના અનેક દ્દષ્ટાન્ત વાર્તા સાહિત્યમાં મળે છે. ગુલાબદાસ ગુલાબખાં બનીને ભક્ષ્ય-અભક્ષ્ય, પેયાપેય અને અગમનાગમન વિગેરે કરતા હતાં, છતાં પણ તેને શીઘ્રતાથી લીલામાં પ્રવેશ કરાવવામાં આવ્યો હતો. (૨૫૨ વાર્તા.૧૫૮)

આ પ્રકારે ભગવાનનો અનુગ્રહ કે પુષ્ટિનો ષડ્વિધ રૂપના સ્વરૂપ અને તેમાં દિવ્ય સામર્થ્યની પણ વાર્તા સાહિત્યમાં પ્રતિરુપિતતા બતાવવામાં આવી છે. આથી આત્માની ઉન્નતિમાં નિરાશ થયેલા નિ:સાધન દૈવી જીવોના જીવનમાં પુનઃ દ્દઢ વિશ્વાસ પ્રાપ્ત કરાવતા તેમને ઉત્સાહિત કરવા તે વાર્તા સાહિત્યની ભાવભૂમિ છે. ભગવાનના અનુગ્રહનો મહિમાં અકથિત છે, તે માટે પ્રસિદ્ધ ઉક્તિ છે.

**મૂકં કરોતિ વાચાલં પંગુ લંઘયતે ગિરિમ્ ।**

**યત્કૃપા તમહં વંદે પરમાનંદ માધવમ્ ।।**

ના સ્થાને પુષ્ટિમાર્ગમાં આ પ્રકારે કહ્યું છે

**મૂકં કરોતિ વાચાલં પંગુ લંઘયતે ગિરિમ્ ।**

**યત્કૃપા તમહં વંદે શ્રીમદ્ વલ્લભનન્દનમ્ ।।**

વાસ્તવમાં આ શ્લોકને શ્રીગુંસાઇજી પ્રભુચરણે ચરિતાર્થ કર્યો છે. આપશ્રીએ મૂક (બોબડા) ગોપાલદાસને (અસારવાના ભાઇલા કોઠારીના જમાઇને) ચર્વિત તાંબુલ આપી કેવળ બોલતાં જ નહિં પરંતુ સમગ્ર શાસ્ત્ર જ્ઞાનમાં પણ પારંગત કરી દીધા છે. આજ પ્રકારે પંગુ કિશોરીબાઇને આપે કૃપા કરીને ચાલવાની શક્તિનું જ નહિં પરંતુ ભગવાનની નિત્ય લીલાનો પણ તેને સંદેહે અનુભવ કરાવી દીધો છે. આજ તો છે ભગવાન પુષ્ટિ પુરુષોત્તમ, અગણિતાનંદ ધર્મી શ્રીકૃષ્ણની મહિમા. સૂરદાસજીએ પન પોતાના સૂરસાગરના આરંભમાં ભગવાનના આ પરમ વિલક્ષણ અને વિચિત્ર (સામર્થ્યવાન) સ્વભાવવાળા અનુગ્રહના પ્રકારનું સ્મરણ કર્યું છે.

ચરણકમલ વંદી હરકોઇ;

જાકી કૃપા પંગુ ગિરિ લંઘે અંધકો સબ કછુ દરસાઇ ..ચરણ..

બહેરો સુને મૂક પુનિ બોલે રંક ચલે સિર છત્ર છરાઇ..ચરણ..

સૂરદાસ સ્વામી કરુણામય બારબાર વંદો નિહિપાઇ...ચરણ...

...ક્રમશ:







# પુષ્ટિશિખર

## ગો.વા.મગનલાલ ગ. શાસ્ત્રી વિરચિત

...ગતાંકથી આગળ

જે માર્ગમાં ભાવ એટલો બધો વધેલો છે કે લોકનો પણ ભય રહેતો નથી, વેદનો પણ ભય રહેતો નથી, પ્રભુ સિવાયનું બધું બાધક છે એમ સ્ફૂર્તિ થાય છે, તેને પુષ્ટિમારગગ કહે છે. सर्वधर्मान् परित्यज्यं मामेकं शरणं व्रज, एवं मदर्थोज्झितलोकवेदस्वानाम्, आनन्दं ब्राह्मणो विद्वान न विमेति कुतश्चन વગેરે વાક્યો પણ આ જ ઉત્તમ સિદ્ધાન્તનું પ્રતિપાદન કરે છે.શ્રીભાગવતના ૧૦.૨૯.૨૧માં : હે અબલાઓ, આ પ્રમાણે મારી કામનાથી જ લોક, વેદ અને સ્વજનનો ત્યાગ કરનાર તમે છો, અને તેથી તમારી ચિત્તની વૃત્તિ મારામાં પરોવાઇ રહે તેટલા માટે તમારું ભજન કરતાં હું તિરોહિત થઇ ગયો હતો. માટે હે પ્રિયાઓ ! તમારે પ્રિયની ઈર્ષ્યા કરવી જોઇએ નહિં.

જ્યાં સ્વરૂપસંબંધ જ સાધન છે, સ્વરૂપ સંબંધ જ ફળ છે, અને એ સંબંધ પણ જ્યાં ફક્ત સ્વેચ્છા માત્રથી જ થાય છે, તેને પુષ્ટિમાર્ગ કહે છે. બીજે મોક્ષ ફલ છે. અહિં મોક્ષવિરુદ્ધ બંધ, સંબંધ, સમ્યક બંધ ફલ છે; ફલ છે એટલું જ નહિં પણ સાધન પણ તે જ સંબંધ છે ! જ્યાં તત્સંબંધીમાં તદ્દભાવ છે, તદ્દવિરોધીમાં વિરુદ્ધભાવ છે, ઉદાસીનમાં સમભાવ છે તે પુષ્ટિમાર્ગ કહેવાય છે. વિદ્યમાન દેહ વગેરેની પણ જે માર્ગમાં પોતાપણાની ભાવના નથી, પરોક્ષમાં પણ તદ્દર્થિત્વ-તેને માટે જ-છે તે માર્ગને પુષ્ટિમાર્ગ કહે છે. જેમાં સેવાયોગ્ય સ્વરૂપના ભજનમાં કોઇ પ્રકારનો ઉપકાર નથી, ભાવમાત્રનું જ પોષણ છે, તે માર્ગ પુષ્ટિમાર્ગ કહેવાય છે, જે માર્ગમાં ફળદાનથી પ્રભુ ભજનનો અપવાદ કરતા નથી, તેને પુષ્ટિમાર્ગ કહે છે.

જ્યાં સર્વલીલાનો મહિમાં હોવાથી વપ્રયોગમાં સંયોગ કરતાં વિશેષ સુખસંબંધ થાય છે તે પુષ્ટિમાર્ગ કહેવાય છે. જ્યાં ફળ અને સાધનમાં બધે જ વિપરીતભાવ છે, સાધન જ ફળ છે તે માર્ગને પુષ્ટિમાર્ગ કહે છે. જે માર્ગમાં ભગવાન સંબંધી કૃતિ કાર્ય હોવા છતાં પણ દીનતા ઉત્પન્ન થવા માટે હંમેશાં પશ્ચાતાપનો તાપાત્મક ક્લેશ રહ્યાં કરે છે તે માર્ગ પુષ્ટિમાર્ગ કહેવાય છે. જે માર્ગમાં હૃદયમાં રહેલા પ્રભુના બહાર પ્રકટ કરાવવામાં સાપેક્ષ એવું દૈન્ય જ સાધન છે, વિયોગમાંથી જન્મવા યોગ્ય દૈન્ય ફળ છે તેને પુષ્ટિમાર્ગ કહે છે. विषयत्वेन तत्त्यागः स्वस्मिन् विषयतास्मृतेः । यत्र वै सर्वभावेन पुष्टिमार्गः स कथ्यते ।।

આ પુષ્ટિમાર્ગના પણ મિશ્ર અને શુદ્ધ એમ બે પ્રકાર છે. પ્રવાહ મિશ્રિત, મર્યાદા મિશ્રિત અને પુષ્ટિ મિશ્રિત એમ મિશ્રના પણ ત્રણ ભેદ છે. શુદ્ધ, મિશ્ર વગેરે ભેદમાં ભગવાન વિષેનો વિચાર જ બળવાન છે. लोकवत्तु लीला कैवल्यम् – ब्रह्मसूत्र.२.१.३३ ભગવાન જે સૃષ્ટિ કરે છે તે લોકમાં જોવામાં આવે છે એવી ક્રીડા છે અને તેના કીર્તનથી મોક્ષ મળે છે. બીજો અર્થ એવો થાય છે કે ભગવાન્ જગત્ ઉત્પન્ન કરે છે તે લોકના જેવી ક્રીડા જ છે. આ તત્ત્વસૂત્ર પણ આજ મત દર્શાવે છે. શુદ્ધ અને મિશ્ર પુષ્ટિ ભક્તનો સાધનદશામાં પણ સાક્ષાત્ ધર્મી સાથે જ સંબંધ હોય છે.





પ્રાવાહિક વિષય અથવા માર્યાદિક કર્મ, ઉપાસના, જ્ઞાન, વિહિત ભક્તિ, કંઇ એ સર્વને સોહાતું નથી, આ શુદ્ધ મિશ્રભેદ ભગવાનના રસને સિદ્ધ કરવા માટે જ છે.

એટલે એ બન્ને જાતના પુષ્ટિભક્તોને રસનિષ્પત્તિનું પ્રયોજન એક સરખું છે. પ્રવાહમિશ્રિત પુષ્ટિભક્ત ક્રિયામાં આસક્ત હોય છે. શ્રીમદ્ વ્રજભૂમિ વગેરે સ્થળમાં તીર્થયાત્રા વગેરે અનેક ક્રિયા કરાવી ભગવાનના રસનુસ પ્રાકટ્ય કરવું એમ એ પ્રવાહમિશ્રિત પુષ્ટ ભક્ત પ્રત્યે ભગવાનની ઇચ્છા હોય છે. મર્યાદામિશ્રિત પુષ્ટિભક્ત ગુણજ્ઞ-ગુણને જાણનાર હોય છે. ભગવાનના ધર્મમાં તેમનો પ્રેમ હોય છે, ગુણગાન કરી તે પોતાનો સમય પસાર કરે છે, એમ આ મર્યાદા મિશ્રિત પુષ્ટિભક્ત પાસે ભગવાનની ઇચ્છા હોય છે.

तव कथामृतं तप्तजीवनं શ્રીમદ્ ભાગવત ૧૦.૨૮.૯માં આપનું કથારૂપ અમૃત સંસારથી તપેલાનું જીવન છે, જ્ઞાનીઓએ તેનાં વખાણ કરેલાં છે, પાપનો નાશ કરનાર છે, શ્રવણને મંગલરૂપ છે, શ્રીયુક્ત છે, સર્વતઃ વ્યાપેલું છે. ઉદાર ભગવદ્રૂપ વ્યાસાદિ પૃથ્વી ઉપર તેના ગુણગાન કરે છે. આ શ્લોકમાં ગુણગાન વગેરે ભગવાનના ધર્મ ભગવાનની તુલ્ય છે એમ સ્પષ્ટ રીતે નિરૂપણ કરેલું જ છે. આ ભક્તની ઘણું કરીને અત્યાગદશા હોય છે. કોઇક વખત માનસત્યાગ દશા પણ હોય છે. હૃદયમાં રહેલા પૂર્ણ પ્રભુ પોતાના ગુણનું શ્રવણ કરીને એ ભક્તોને સ્વરૂપના આનંદમાં ડૂબાડી દે છે.

हृद्गतः स्वगुणान् श्रुत्वा पूर्णः प्लावयते जनान् કેટલાક આ પ્રકારના ભક્તોનો સાક્ષાત્ પુરુષોત્તમમાં ભગવાનની ઇચ્છાથી જ સાયુજ્ય-લય-પણ થાય છે, ફરીથી ક્રીડા વખતે પ્રકટ કરી પ્રભુ તેમને પરિપૂર્ણ દાન પણ કરે છે.

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



## સત્સંગ સુધા

### સ્વર્ગમાં બધાય છે; માત્ર આળસુંઓ નથી

એક માણસે કોઈ મહાત્માને પૂછ્યું કે, 'સ્વર્ગમાં કેવાં કેવાં માણસો છે?' ત્યારે તે મહાત્માએ કહ્યું કે, 'સ્વર્ગમાં ભલાં માણસો છે, તેમજ બૂરાં માણસો પણ છે. ત્યાં ચોર છે, લુચ્ચાઓ છે, વ્યાભિચારીઓ છે, ક્રોધી છે, લોભી છે, નિંદાખોરો છે, લૂંટારાઓ છે, લાંચિયાઓ છે, હત્યારાઓ છે, જૂઠું બોલનારાઓ છે અને બીજા ઘણાય અપરાધીઓ સ્વર્ગમાં છે.' પેલા માણસે પુછ્યું કે 'તેઓ સ્વર્ગમાં કેમ આવી શક્યાં?' મહાત્માએ કહ્યું કે, 'હરિને શરણે જવાથી તેઓનાં પાપ હરાઈ ગયાં, તેથી તેઓ સ્વર્ગમાં આવી શક્યાં છે.' પેલા માણસે પૂછ્યું: 'આવા પાપીઓ પણ શુદ્ધ થઈને સ્વર્ગમાં આવી શકે છે, ત્યારે સ્વર્ગમાં ન આવી શકે એવું કોણ છે?'

મહાત્માએ કહ્યું કે, 'સ્વર્ગમાં સર્વ આવી શકે છે, માત્ર આળસુંઓ ત્યાં આવી શક્તા નથી. આળસુંઓ ભલા હોય તો પણ સ્વર્ગમાં અધિકારી નથી; કારણકે તેઓ દરરોજ સાંભળે છે, પણ પોતાનાં આળસથી કાંઈ કરી શક્તા નથી, અને બીજાઓએ ભલે પૂર્વાવસ્થામાં કદાચ પાપ કર્યાં હોય, તો પણ હરિના ચરણનું શરણ ધરવાથી તેઓનાં સર્વ પાપ કપાઈ જાય છે અને તે સ્વર્ગમાં જાય છે. માટે સજ્જનો! આળસ ત્યજીને ઈશ્વરભજન કરવું.....

## આશ્રયકો પદ

### શ્રીકન્હૈયા પ્રભુ (શ્રીવિઠ્ઠલેશરાયજી) કૃત કીર્તન

શ્રીવલ્લભ સુનો વિનતી હમારી ।

વલ્લભ સુનો વિનતી હમારી, હમતો સદા તિહારૈ હૈ ।

આપ વિના નહીં કોઉ મેરે, યેહી પ્રણવ્રત ધારૈ હૈં ।। ૧ ।।

ઈતની ઔર કૃપા અબ કીજૈ, શ્રીમુખ તિહારૈ હૈ ।

શ્રીવલ્લભ **વિઠ્ઠલ**કે હૃદયમેં બસૈં, ગોકુલપતિ પ્યારે હૈ ।। ૨ ।।

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

**શ્રીગોકુલનાથકી જય**

|| ShriGokulesho Jayati ||

# Treaties by ShriVallabhacharya

(Expression by Prof. Jethalal G Shah)

...continued

**Sixteen Treaties:-** It occurred to Him that if He wanted to preach His message of devotion to God and God's grace called Pushti-Marga, He should put His thoughts in writing. He embodied each principle of His doctrine that illumined His mind each in a small tract. In all, He wrote sixteen tracts which serve as Keys to the understanding of His system of Pushti-Marga. Their titles and a brief note on each one of them are given below. For further information the reader may kindly refer to the send section on the Summaries which give the gist of important works relating to His Philosophy.

1. *The Yamunashtaka* :- This is in praise of river Yamuna (jumna). It symbolizes love of God through which a n aspirant must purify Himself as a qualification for the life of Devotion. This is the only door for entry into the path of Grace.

*2. Balabodha* :- This is in exhortation to the Children of knowledge. This was first taught to Narayandas. The Children here are the novices in the Pushti-Marga. The works refers to the 'Four Ends' of the human life as taught by the Vedas and by the Sages. It lays emphasis on the fact that liberation which is the chief end is possible by devotion to God Vishnu.

*3. The Siddhant-Muktavali* :- (A necklace of pearls of principles). This work describes the fundamental concept of Pushti-Marga i.e. of Divine service which is of two kinds: service through one's own body and wealth and service through mind. These two services are rendered to Lord Krishna (God) who manifests Himself in three aspects – the physical (The Universe), the spiritual (Akshara), and the divine (Krishna). For the followers of the Pushti-Marga the last-named service is very important.

*4. Pushti-Pravaha-Maryada* :- The characteristics of Pushti-Souls (Divine souls) are mentioned in this work. These souls are distinguished from the worldly souls (pravaha) and the spiritual souls (maryada). It further explains that the goal of worldly souls is worldly happiness, that of spiritual souls, liberation, and that of divine souls, God-realisation and enjoyment of God's bliss.

*5. Siddhanta-Rahashya* :- This work explains (1) The essence of the Doctrine of Grace and (2) The significance and necessity of Brahma-Sambandha, a Ceremony of the vow of consecration to God through the formula known as Gadhya-Mantra. A holy Mantra of five letters, which expresses the sence of 'Oh Krishna, I am thy servant.'

*6. Navratna (Nine Gems)* :- This consists of nine stanzas of verses in which Aacharyashri exhorts His disciples not to have cares of any kind since they have dedicated their lives God; He is merciful and helps His faithful Children in all difficulties.

*7. Antah-Karana-Prabodha* :- (Advice to Mind). This is addressed to His own mind. He exhorts it to regard Krishna as Great God and to serve Him steadfastly without fear or failure. Service is the mark of a devotee. It is His duty to render service to God. God never forsakes His devotees even for their offencer.

*8. Viveka-Dhairya-Ashraya :* (Discrimination, fortitude and 'refuge' in God). In this work the cardinal virtues of a devotee (mentioned above) are explained. Discrimination implies submission to the will of Godinall matters and Fortitude is patience in adversity. Refuge God shrenthens fortitude.





*9. Krishna-Ashraya* :- (Resort to Krishna). Vallabhacharya's God is Krishna. In this work Aacharyashri explains the reason why in this Kali Age (The Dark Age) one's faith should rest only in Lord Krishna.

*10. Chatuh-Sloki* :- (A collection of four verses). This work enumerates four ends of the follower of the Pushti-Marga, They are different from those prescribed in the Vedas. Lord Krishna is the ultimate end. Our efforts for wealth, duty, and liberation should be directed to Devotion or God-realisation.

*11. Bhakti-Vardhini* :- (Growth of Devotion). This work describes the three phases in the growth of love and devotion of God. They are *Sneha* (Attraction), *Aasakti* (Attachment) and *Vyasana* (desolation). The last is the culmination point where the necessity of God's grace becomes absolutely indispensable.

*12. Pancha-Padhya* :- This is collection of five verses, describing the three kinds of listeners of God's glory-the superior, the mediocre and the inferior.

*13. Jala-Bheda* :- (Different kinds of Water). In this work different kinds of the reciters of God's praise are compared to different kinds of water such as sweet water, saltish water, pure water and turbid water, according to the tendencies of the minds and motives of the different reciters of God's glory. This work is a psychological analysis of the reciters' frames of mind.

*14. Sanyasa-Nirnaya* :- (Determination of Renunciation). In this work, He explains the nature of renunciation and the mental condition when it should be embraced. The aim of renunciation is to experience love of God in a state, separated from HIM. He critically examines the positions of a Samyasi in the state of work and that of knowledge, and of nine-fold devotion. He gives prominence to the path of love and devotion to God.

*15. Nirodha-Lakshana* :- (Characteristics of Mind-Control). Mind-control means engagement of the mind with all its faculties in the service of God. It means, simultaneously, detachment from worldly affairs and attachment of God. This is different from the Yoga of Patanjali which is a negative way of mind-control. This is indispensable for experiencing God's love. The fruit of Nirodha is the attainment of the Godly State or God-like state and enjoyment of God's bliss.

*16. Seva-Fala* :- (The Fruits of Service). Seva (Divine Service) according to Vallabhacharya is a mode of God-realisation. One must know what are the fruits and handicaps and the advantages of service, This work discusses both these issues. It also warns the devotees against the pitfalls incidental to service by mind, during moments of experiencing God's love.

Besices preaching and writing works, Vallabhacharya instituted the service of ShriNathji, whose image was manifested to Him and to some Vaishnavas from a cave in the Mount Goverdhana near Mathura at Jatipura.

collection by : das gopal, jai jai shrigokulesh parivaar, baroda..



**|| ShriGokulesho Jayati ||**

## -: The Facts of Pushtimarg – A Questionary:-

**Question :**

Explain Anyashraya :

**Answer :**

**Anyashray**:- A devotee with a desire to serve Shree Krishna, should first take diksha called **'Nam Diksha'** which is also known as dikasha of ShriKrishna refuge (Shranagati). By this diksha a devotee is taking a refuge with ShriKrishna only. Lord ShriKrishna in ShriGitaji orders the same thing as follows;

**"Sarva dharman parityajya mamekam shranam vraj;**

**aham twaam sarvpapebhyo mokshayishyami maa shuchah"**

and

**"Devi esha gunamayee mama maayaam durtyayaa;**

**maamev ye prapdyante maayaametaam taranti te"**

means:- "For this wonderful illusion of Mine(ShriKrishna's) consisting of the three Gunas (modes of nature) is extremely difficult to get overcome; those however who take refuge in Me alone (who take an absolute refuge in ShriKrishna alone) cross it". And "Surrendering all duties to Me (ShriKrishna), seek refuge in Me (ShriKrishna) alone. I (ShriKrishna) shall absolve you of all sins, grieve not".

In other words the soul can attain liberation from this illusion, only by leaving the commitment (faith) in all means, and taking ShriKrishna's refuge only. A true devotee of ShriKrishna should disassociate himself from other incarnations or means/acts. ShriBhagawat also quotes

"**Yathaa hi skandhshaakhaanaam tarormulaavasechanam**

**evamaaraadhanam Vishnoho sarveshaamaatmanacha hi"**

means :- by watering roots, the branches & leaves also get nourishment, similarly by offering worship to Lord Vishnu, it is nothing but worshiping all souls including self. In ShriGitaji also Lord ShriKrishna says

**"Yepyanyadevta bhkta yajante sradhhyaanvita;**

**tepi maamev kontey yajanti avidhi purvakam"**

means :- even those devotees who endowed with faith, worship other Gods, they too worship me (ShriKrishna) alone, though not in accordance with rules (without proper knowledge).

Even when we refer the quote from Tatvarth Deep Nibandh Granth, regarding this, and also recalling the incidence of ShriJagannathji's Temple, we will also get the answer regarding this Anyashray. ShriJagannathji Himself wrote on a paper that the prime duty for a soul is to worship ShriKrishna......

Thus Anyaashray means keeping faith and worshiping any other person/thing/God other than Lord ShriKrishna.

**Question :**

While reading to many of old scriptures mentioning word **Akshar Brahma**. What is **Akshar Brahma**?

**Answer :**





When the Supreme Brahma ShriKrishna desires to manifest the universe, first of all, His facet, Akshara-brahma becomes active. All the three attributes of Sat, Cit and Ananda (sacchidanand) - Existence, Conscious-ness and Bliss are remain manifested in it. By the will of the Supreme Brahma ShriKrishna, Akshara-brahma itself manifests in the name and the forms of insentient object and sentient being. Hence, the form, which is the cause of all the causes, held by the supreme Brahma to manifest the creation, is called Akshara-brahma.

**Question :**

**A**. We hear from many people saying that Bhagwan ShriKrishna ordained ShriVallabhacharya to incarnate on the earth. How can we understand this passage more preciously and properly?

**B**. Or in a different way to ask the same query, that ShriVallabhacharyaji is Incarnation (swaroop) of Bhagwan ShriKrishna. If this is true, then a further question arises in mind that Bhagwan ShriKrishna has already taken 9 Avataars on this earth, and still the 10th Avatar (Kalki Avatar) has to be taken. Should we understand the same over here?

**Answer :**

Let us understand the solution for the Ath query. ShriVallabhacharya himself has revealed his purpose of coming on the earth in the beginning of the self created commentary of Bhagavat Purana i.e. ShriSubodhiniji, while doing Mangalacharan.

**Artham tasya vivechitum na hi vibhur vaishvanarat vakpateh[1]**

**Anys tatra vidhaya manusha-tanum mam vyasavat shripatih**

**Datva-ajnam cha krupavalokanapatuh yasmad ato-ahm muda**

**Gudhartham prakati karomi bahudha vyasasya vishnoh priyam**

means :- When Bhagavan observed that none except **Vakpati[1] (master of speech)** is able to explain Bhagavat, He ordained me to explain true meaning of Bhagavat by taking human form, as he ordained **ShriVeda Vyas** to compose Vedas and Purans and to divide Vedas in different sections by taking human form. Therefore, I am starting explaining Bhagavat, with a joy, in a way ShriVeda Vyas also be pleased.

ShriVallabhacharya has one more time revealed the secret of his incarnation and going back to his abode at the behest of Bhagavan in his treatise Antahkarana-prabodha.

**Ajna purvam tu ya jata gangasagarasangame**

**Ya pi pashchan madhuvane na krutam tat dvayam maya**

**Deha-desha-parityagah trutiyo lokagocharh**

means : It was where the Ganges joins the sea that the Lord gave me the first commandment to abandon this body. Later, in Madhuvan, came the second to leave my place. The third renunciation he commanded has this world as its scope.

Now let us go ahead to the 2nd way of query's solution i.e. Bth. To understand answer of the B part of your question we have to discuss Avatar i.e. Incarnation. According to Shuddhadvaita Brahmavada i.e. our Pushtimarg, entire creation is the manifestation of the supreme reality, **Brahma** Itself. In this view everything and everybody is in fact Avatara. In spite of this we see considerable difference among beings. This happens due to the manifestation and concealment of the attributes of Brahma in respective beings. Where divine attributes of Bhagavan are manifested in greater amount, is called Avatar. In the third chapter of the first Canto of ShriBhagavat Purana subject of Avatar is





discussed in detail. Here, after describing 24 Avatar, right from **Sanat-Kumar to Kalki**, Sutji says *"As water flows in numerous channels from a dam similarly there happens countless Avatar of Bhagavan"*. Therefore, there is no fix number of Avatar. 10 or 24 Avatar are popular more because they are more powerful and its description is available in the scripture. Avatars are of three types mainly. They are as follows:

1. **Purnavatara**: When Bhagavan ShriKrishna with all his perfect potentialities alights on the earth, that incarnation is called the **Purnavatara** (The Perfect Incarnation). Only ShriKrishna-Avatara is the perfect incarnation.

2. **Amshavatara**: When Bhagavan Himself does not incarnate but manifests some of his attributes on the earth, that incarnation is called the **Amsavatara** (The Partial incarnation or the incarnation of the phase or the attribute). For example: Veda Vyasa who composed all Vedas and Purans and who divided Vedas in different sections is the incarnation of Bhagavans attribute of Knowledge.

3. **Avesavatara**: When Bhagavan enters into someones body for doing some specific work, it is called the **Avesavatara** (The incarnation of the Entrance.) This kind of entrance is restricted only to some specific work. Parashuram is the incarnation of Entrance of Bhagavan ShriKrishna. Now, I think, question does not remain unsolved whether ShriVallabhacharya is a Swaroop of Bhagavan ShriKrishna.

*<< questionary source : www.pushtimarg.net faq section. >>*

*collection:- das gopal, jai jai shrigokulesh parivaar, baroda.*

# ** ShriGokulnathki Jai **

**લોઢાના ચણા :**

એક દિવસ શ્રીગોકુલેશ પ્રભુએ આજ્ઞા કરી : એક વૈષ્ણવ શ્રીગુસાંઈજીને વિનંતી કરી કે મહારાજ! બલિહારી જાઉં! શ્રીઠાકોરજી પરમ દયાળ છે. ત્યારે શ્રીગુસાંઈજીએ આજ્ઞા કરી કે શ્રીઠાકોરજી એવા દયાળ છે, પણ મીણના દાતથી લોઢાના ચણા ચવળાવે છે. ત્યારે કૃપા કરે છે. આવી રીતે પરખાય છે. વાત તો તદ્દન સત્ય છે. જીવનું ગજું પ્રભુની કસોટીમાંથી પાર ઉતરવાનું નથી, પ્રભુ બરાબર કસે છે ત્યારે જ કૃપા કરે છે. જેને જેને પ્રભુએ દાન કર્યું છે તેની તેની પૂરેપૂરી કસોટી કરે છે. સુદામાની કેવી હાલ-હવાલ દશા કરી? આમ છતાં સુદામાજીએ કાંઈ જીવની આશા નથી કરી. તેમણે પોતાની ભક્તિની અને પ્રભુના વિશ્વાસની ટેવ છોડી નથી. તો પ્રભુએ છેવટે કૃપા કરી. વિપ્રયોગ ભક્તને ભટ્ટીમાં શેકવા જેવા તાપથી દમે છે ત્યારે જ અનુગ્રહ કરી દર્શન આપે છે. વળી લૌકિક-વૈદિકમાં પણ ભક્તને પ્રભુ શાંતિ નથી આપતાં, કારણકે લૌકિક-વૈદિકમાં શાંતિ આપે તો જીવ તેમાં પરોવાઈ જાય ને પ્રભુને ભૂલી જાય, માટે લૌકિકમાં અને વૈદિકમાં બન્નેમાં પ્રભુ જીવને ઉત્પાત કરાવે છે. આમ છતાં જીવ અડગ રહે તો કૃપા કરે.

# कपडवंज वारे फूलबाइ कृत विज्ञप्ति

## विज्ञप्ति २

ओ वल्लभजी, दावानल दुःखना दहाडा केम गाळीये;
बळी खाख थयां, विप्रयोगथी मनडुं कइ पेरे वाळीये. ओ. टेक
अमो अबळा अवगुणथी भरीयां, नथी साधन सुकृत कांइ करीयां;
पण राजचरणमां अनुसरीयां. १
हवे राज विना अमो शुं करिये, अमो घरमां घेलां थइ फरिये;
प्रभु दो दरशन तो उगरिये. ओ. २
अमो सर्व तजी चरणे वळग्यां, देइ विप्रयोग कीधां अळगां,
अमो नखथी सीख लगी सळग्यां. ओ. ३
अमो ज्ञानहीन गांडाघेला, अमो कशुंए समज्यां नहि पहेलां;
हवे दरशन दो हमने वहेलां. ओ. ४
हवे क्यां जइए नथी सुख जरीये, अमे डूबी गयां छीए दुःख दरिये;
अमो अबला केम धीरज धरिये. ५
अमारे बीजुं बल नथी राजविना, माटे शरणे राखो रंगभीना;
राज कृपा करी करो रसलीना. ओ. ६
राज मनमां धरो आ विनति, अमो विरहे विकल थयां अति;
दर्शन दो वेगे गोकुलपति. ओ. ७

